મુંબઈ સમાચારની

# ગુજરાતી ઈસપનીતી.

વારતાઓમાંથી નીકળતા સાર તથા નીતીના
ચડાઓ જોડે.

**વખતને અનુસરતા [illegible] સાથે તથા
સલીસ અને શુધ ભાષામાં.**

મુંબઈ,
મુંબઈ સમાચાર છાપખાનામાં,
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ
છાપયું છે.

ફેબરવારી ૧૮૮૫.

# ખોલાસો.

" ઈસપ નીતી " વીશે લોકોને સમજ આપવાની તથા તેની સીફ્રાર સકરવાની જરૂર નથી. પ્રાણીઓ વચેની નાની નીરદોષ વારતા અને અનુભવી બોધ આપનારાં પુસ્તક તરીકે, તે પરૂથવીમાં જાણીતું છે. ગુજરાતી વાંચનારી દેશી વસતીને તે મધેની કીમતી વારતાઓ તથા બોધોનો લાભ આપવા, આ આકારમાં તેમને પ્રગટ કરવામાં આવયાં છે. જેમ બને તેમ ઈસપની વધુ વારતાઓ આમાં સમાવવાની કોશેશ કરી છે; અને તેમની હેઠલ જે સાર અથવા શીખામણ આપી છે તે એવી છે, કે જે જેમ દરેક જાત નાતનાં લોકો તેમજ નાની મોટી સઘલી ઉંમરનાં માણસે, વગર હરકતે એકસરખી રીતે સવીકારી શકે. અસલ કરતાં એની ભાષામાં વખત પ્રમાણેનો જોઈતો સુધારો કરયો છે, અને તેને બનતાં સુધી શુધ અને સલીસ રાખવામાં આવી છે, કે જેથી તે કોઈબી વરગના વાંચનારને સમજવાને વીકટ લાગે નહી. દેશી કુટુંબો, એ વારતાઓથી ગમત જોડે ચાનક મેલવી શકશે, અને તે ચાનક તેમને સંસારી કામમાંજ નહી, પણ બીજી ઘણી બાબતોમાં પણ ઉપયોગી થઇ પડશે,

# સાંકલીયું.

વારતા. સફે.


| | |
|---|---|
| ૧ કુકડો અને રતન | ૧ |
| ૨ વરૂ અને બકરૂં | ૨ |
| ૩ મોરનાં પીછાં ધારણ કરનાર કાગડો | ૩ |
| ૪ કુતરો અને તેનું પ્રતીબીંબ | ૪ |
| ૫ દેડકાએ રાજા મેલવવા સારૂ જુપીતરની કરેલી પ્રારથના | ૫ |
| ૬ સીંહ અને પશુઓ | ૭ |
| ૭ વરૂ અને બગલો | ૮ |
| ૮ પાણીમાં પોતાનું પ્રતિબીંબ જોનાર સાબર | ૯ |
| ૯ શીયાલ અને કાગડો | ૧૦ |
| ૧૦ બે કુતરીઓ | ૧૨ |
| ૧૧ બલદ અને દેડકા | ૧૩ |
| ૧૨ શીયાળ અને શાહમુરગ | ૧૪ |
| ૧૩ ગરૂડ પંખણી અને શીયાળણી | ૧૫ |
| ૧૪ રાની ડુક્કર અને ગધેડુ | ૧૭ |
| ૧૫ દેડકો અને બે બલદ | ૧૮ |
| ૧૬ બે બાયડીનો ધણી | ૧૯ |
| ૧૭ ઢોરના વાડામાંનું સાબર | ૨૦ |
| ૧૮ કુતરો અને વરૂ | ૨૨ |
| ૧૯ બકરીએ પાલેલું ઘેટું | ૨૪ |
| ૨૦ પોતાનો કઠોર અવાજ જાણીને ખેદ કરનાર મોર. | ૨૬ |

| વારતા. | સફે. |
|---|---|
| ૨૧ શીયાલ અને દરાક્ષ | ૨૭ |
| ૨૨ સાપ અને રેતરડી | ૨૮ |
| ૨૩ શીયાલ અને બકરો | ૨૮ |
| ૨૪ ગામડયો અને સાપ | ૨૯ |
| ૨૫ જણતા દુખ પામતી એક ડુંગરી | ૩૦ |
| ૨૬ કીડી અને માખી | ૩૧ |
| ૨૭ ઘરડો કુતરો | ૩૩ |
| ૨૮ સમડીનો માંદો છોકરો | ૩૪ |
| ૨૯ સસલાં અને દેડકાં | ૩૫ |
| ૩૦ સીંહ અને ઊંદર | ૩૬ |
| ૩૧ ઊંદર સાથે સીહણનું લગન | ૩૮ |
| ૩૨ અરણ્ય અને કડીયારો | ૩૯ |
| ૩૩ ઘોડો અને સાબર | ૪૦ |
| ૩૪ ગામડયો ઊંદર અને શેહેરી ઊંદર | ૪૧ |
| ૩૫ ઊંદર અને ગરોલી | ૪૪ |
| ૩૬ પેટ અને અવયવો | ૪૪ |
| ૩૭ લાવરી અને તેણીનાં બચ્ચાં | ૪૬ |
| ૩૮ છોકરાં રાખનારી અને વરૂ | ૪૮ |
| ૩૯ કાચબો અને ગરૂડ | ૪૯ |
| ૪૦ વાયુ અને સુર્ય | ૫૦ |
| ૪૧ સિંહનો વેષ લેનાર ગધેડો | ૫૨ |
| ૪૨ દેડકો અને શિયાળ | ૫૨ |
| ૪૩ કડકણો કુતરો | ૫૪ |
| ૪૪ જુપીતર અને ઊંટ | ૫૫ |
| ૪૫ બે વટેમારગુ અને રીછ | ૫૬ |
| ૪૬ ટાલ પડેલો શિલેદાર | ૫૭ |

વારતા. સફે.

૪૭ બે વાસણો ............ ૫૮
૪૮ મોર અને બગલો ............ ૫૯
૪૯ મોટું ઝાડ અને નાનું ઝાડ ............ ૬૦
૫૦ શીયાલ અને વાઘ ............ ૬૧
૫૧ સિંહ અને ચાર બલદ ............ ૬૩
૫૨ માણસ અને સિંહ ............ ૬૪
૫૩ વનદેવ અને વટેમારગુ ............ ૬૫
૫૪ હરકયુલીસ અને ગાડાવાલો ............ ૬૬
૫૫ માણસ અને હંસણી ............ ૬૭
૫૬ મસ્તાન વાછરડો ............ ૬૮
૫૭ ચીતો અને શીયાળ ............ ૭૦
૫૮ બીલાડો અને શીયાળ ............ ૭૦
૫૯ કબુતર અને કુકડા ............ ૭૨
૬૦ કસ્તુરીયો મૃગ ............ ૭૩
૬૧ બાજ અને બુલબુલ ............ ૭૪
૬૨ ડોસો અને મોત ............ ૭૫
૬૩ એક સ્ત્રી પર મોહ પામેલો સીંહ ............ ૭૬
૬૪ સિંહણ અને શીયાળવી ............ ૭૮
૬૫ સાબર અને તેનું બચ્ચું ............ ૭૯
૬૬ જવાન પુરૂષ અને એક ગ્રીષમ પક્ષી ............ ૮૦
૬૭ ગલ નાખનાર અને માછલું ............ ૮૨
૬૮ સીંહ અને ગધેડાએ સંગાથે કરેલો શીકાર ............ ૮૩
૬૯ ડાહયો ગધેડો ............ ૮૪
૭૦ શેખીખોર મુસાફર ............ ૮૬
૭૧ ભાઇ અને બેન ............ ૮૭
૭૨ કોયલા વેચનારો અને ધોબી ............ ૮૯

વારતા. સફે.

૭૩ શીયાલ અને મુ઼ંઝવરો ........................ ૯૦
૭૪ બે દેડકા ........................ ૯૦
૭૫ કંજુસ માણસ ........................ ૯૧
૭૬ ગરૂડ પંખણી, બીલાડી, અને ભુંડણી ........ ૯૨
૭૭ સિંહ અને બકરો ........................ ૯૫
૭૮ સાગનું ઝાડ અને કાંટાનું ઝાડ ............ ૯૬
૭૯ બલદ અને બકરો ........................ ૯૭
૮૦ પક્ષી અને પારધી ........................ ૯૮
૮૧ શીઆળ અને કાંટાનું ઝાડ ............... ૯૯
૮૨ બીલાડી અને ઊંદર ........................ ૧૦૦
૮૩ શીયાળ અને ગામડીયો ........................ ૧૦૧
૮૪ કુતરે કરડેલો માણસ ........................ ૧૦૨
૮૫ નસીબ અને છોકરો ........................ ૧૦૩
૮૬ બચ્ચર ........................ ૧૦૩
૮૭ શીયાળ અને માંકડું ........................ ૧૦૪
૮૮ શીયાળ અને રાની ભુંડ ........................ ૧૦૬
૮૯ પારધી અને ચકલી ........................ ૧૦૭
૯૦ ધુડ અને તીડ ........................ ૧૦૭
૯૧ એક કાણું હરણ ........................ ૧૦૯
૯૨ નદીનું માછલું અને સમુદ્રનું માછલું ........ ૧૧૦
૯૩ બે પંડીતો ........................ ૧૧૧
૯૪ ડુમ કાગડો અને બખુતર ........................ ૧૧૨
૯૫ ભુંડણી અને કુતરી ........................ ૧૧૩
૯૬ ચકલી અને સસલું ........................ ૧૧૪
૯૭ રાજા અને તેનો ચાકર ........................ ૧૧૫
૯૮ ઘેટાં ખાનાર અપકારી કુતરો ................ ૧૧૬

| વારતા. | સફે. |
|---|---|
| ૯૯ ચોર અને કુતરો | ૧૧૭ |
| ૧૦૦ સારંગીવાલો | ૧૧૮ |
| ૧૦૧ બે કરચલાં | ૧૧૯ |
| ૧૦૨ ચોર અને છોકરો | ૧૨૦ |
| ૧૦૩ કડકડતું પછેડું | ૧૨૧ |
| ૧૦૪ બકરૂં અને વરૂ | ૧૨૧ |
| ૧૦૫ એક શાણો સીંહ | ૧૨૨ |
| ૧૦૬ વરૂ અને બકરીનું બચ્ચું | ૧૨૩ |
| ૧૦૭ વરૂ, શીયાલ, અને વાંદરો | ૧૨૪ |
| ૧૦૮ જુપીટર અને ગધેડો | ૧૨૫ |
| ૧૦૯ છોકરો અને તેની મા | ૧૨૬ |
| ૧૧૦ વરૂ અને માંદો ગધેડી | ૧૨૮ |
| ૧૧૧ કીડીયો અને તીડ | ૧૨૮ |
| ૧૧૨ ગધેડો, સિંહ, અને કુકડો | ૧૩૦ |
| ૧૧૩ વાંદરો અને શીયાલ | ૧૩૧ |
| ૧૧૪ ગધેડો અને કુતરો | ૧૩૨ |
| ૧૧૫ પશુ, પંખી અને વાગોળ | ૧૩૩ |
| ૧૧૬ રીંછ અને મધપુડા | ૧૩૪ |
| ૧૧૭ કુકડો અને શીયાળ | ૧૩૫ |
| ૧૧૮ બીલાડો અને કુકડો | ૧૩૭ |
| ૧૧૯ ઘાસની ગંજી ઉપરનો કુતરો | ૧૩૮ |
| ૧૨૦ કુતરો અને ઘેટો | ૧૩૯ |
| ૧૨૧ સમડી અને ખેડુત | ૧૪૦ |
| ૧૨૨ હોલો અને કીડી | ૧૪૦ |
| ૧૨૩ ગરૂડ પક્ષી અને કાગડો | ૧૪૧ |
| ૧૨૪ લોભી માણસ અને એક અદેખો માણસ | ૧૪૨ |

વરતા. સફે.

૧૨૫ શીયાલ અને સિંહ ..... ૧૪૩
૧૨૬ હંસ અને બગલાં ..... ૧૪૪
૧૨૭ ઘોડો અને ગધેડો ..... ૧૪૪
૧૨૮ એડુત અને તેના છોકરા ..... ૧૪૬
૧૨૯ ઘોડો અને સિંહ ..... ૧૪૭
૧૩૦ સિંહ, વાઘ અને શીયાળ ..... ૧૪૮
૧૩૧ શિયાળ અને માંદો સીંહ ..... ૧૪૯
૧૩૨ ઊંદરોની સભા ..... ૧૫૧
૧૩૩ સિંહ, ગધેડો અને શીયાળ ..... ૧૫૨
૧૩૪ એક મરવા સુતેલો સીંહ ..... ૧૫૩
૧૩૫ ડોસો અને તેના દીકરા ..... ૧૫૪
૧૩૬ ડોસી અને તેની દાસીઓ ..... ૧૫૬
૧૩૭ પારધી અને પક્ષી ..... ૧૫૭
૧૩૮ સાહુડી અને સાપ ..... ૧૫૭
૧૩૯ મોર અને કાગડો ..... ૧૫૮
૧૪૦ પાંજરામાં પુરેલો એક પોપટ ..... ૧૬૦
૧૪૧ પારધી અને હોલો ..... ૧૬૨
૧૪૨ ભુંડણ અને વરૂ ..... ૧૬૩
૧૪૩ એડુત અને શાહમરગ ..... ૧૬૪
૧૪૪ ભરવાડનો છોકરો ..... ૧૬૪
૧૪૫ સાપ અને માણસ ..... ૧૬૫
૧૪૬ ચકલી અને બીજાં પંખી ..... ૧૬૬
૧૪૭ એક રણશીંગડાવાલો ..... ૧૬૮
૧૪૮ સસલો અને કાચબો ..... ૧૬૯
૧૪૯ વેષધારી વરૂ ..... ૧૭૧
૧૫૦ વરૂ અને ઘેટાં ..... ૧૭૧

| વારતા. | સફે. |
|---|---|
| ૧૫૧ કાંટા ખાનારૂં ઊંટ | ૧૭૨ |
| ૧૫૨ ખાજી ઘોડો અને લાધેલો એક ગધેડો | ૧૭૩ |
| ૧૫૩ મધમાખીઓ, માખીઓ, અને ભમરીઓ | ૧૭૪ |
| ૧૫૪ કુવામાં પડેલું શીયાળ | ૧૭૬ |
| ૧૫૫ શીયાળ અને વરૂ | ૧૭૭ |
| ૧૫૬ દેડકો અને ઊંદર | ૧૭૮ |
| ૧૫૭ નોળિયો અને માણસ | ૧૭૯ |
| ૧૫૮ રસોઇયો અને ચોટ્ટાખોર | ૧૮૦ |
| ૧૫૯ દારૂડીયો ધણી | ૧૮૦ |
| ૧૬૦ એક હબસી | ૧૮૨ |
| ૧૬૧ બે વટેમારગુ | ૧૮૨ |
| ૧૬૨ ઢીમર | ૧૮૪ |
| ૧૬૩ ચોર અને કુકડો | ૧૮૫ |
| ૧૬૪ શીયાલ અને ગધેડો | ૧૮૬ |
| ૧૬૫ બીલાડો અને તેના નોતરેલા મીજબાનો | ૧૮૭ |
| ૧૬૬ ગોવાલીઓ અને જુપીટર | ૧૮૮ |
| ૧૬૭ બે કુકડાઓ | ૧૮૯ |
| ૧૬૮ બે ધુતારાઓ અને કાછીઓ | ૧૯૦ |
| ૧૬૯ કાગડો અને ઘેટું | ૧૯૧ |
| ૧૭૦ વાંદરી અને તેનાં બે બચ્ચાં | ૧૯૨ |
| ૧૭૧ વેપારી થયેલો એક ભરવાડ | ૧૯૩ |
| ૧૭૨ એક જુવાન છોકરો અને સીંહનું ચીત્ર | ૧૯૪ |
| ૧૭૩ કુકડી અને શીયાળ | ૧૯૬ |
| ૧૭૪ માણસ અને મચ્છર | ૧૯૭ |
| ૧૭૫ ભયથી નાઠેલું હરણ અને સિંહ | ૧૯૮ |
| ૧૭૬ માળી અને તેનો કુતરો | ૧૯૯ |

વારતા. સફે.

૧૭૭ શીયાળ અને કુકડો ………… ૧૯૯
૧૭૮ કાગડો અને સાપ ………… ૨૦૦
૧૭૯ શીયાલ અને સાહુડી ………… ૨૦૧
૧૮૦ મેહેતાજી અને નિશાલીઓ ………… ૨૦૨
૧૮૧ વરૂ અને ભરવાડ ………… ૨૦૩
૧૮૨ છોકરા અને દેડકાં ………… ૨૦૪
૧૮૩ મછર અને બલદ ………… ૨૦૫
૧૮૪ છોકરો અને બદામ ………… ૨૦૫
૧૮૫ મગતરૂં અને સિંહ ………… ૨૦૬
૧૮૬ નકલીયો અને ગામડીઓ ………… ૨૦૭
૧૮૭ કુતરો અને મગર ………… ૨૧૦
૧૮૮ ભરવાડનો વેષ લેનારૂં વરૂ ………… ૨૧૧
૧૮૯ ગધેડો અને તેનો ધણી ………… ૨૧૨
૧૯૦ સિંહ અને ગધેડો ………… ૨૧૩
૧૯૧ દુરદઇવ અને દુષ્કર્મ ………… ૨૧૩
૧૯૨ રીંછ અને મધમાખીઓ ………… ૨૧૪
૧૯૩ કાચંડો ………… ૨૧૫
૧૯૪ વરૂ અને ઘેટાનું બચ્ચું ………… ૨૧૭
૧૯૫ શીયાલ અને કાંટાનું ઝાડ ………… ૨૧૮
૧૯૬ બાજ અને કુકડી ………… ૨૧૯
૧૯૭ કાચબી અને બે હંસ ………… ૨૨૦
૧૯૮ બગલું અને માછલાં ………… ૨૨૧
૧૯૯ ઘરમાંની માખી અને મધમાખી ………… ૨૨૨
૨૦૦ મોતની દરબાર ………… ૨૨૩
૨૦૧ પક્ષપાત ન્યાયાધીશ ………… ૨૨૫
૨૦૨ ગરૂડ પક્ષી અને ઘુવડ ………… ૨૨૬

વારતા. સફે.
૨૦૩ ખેડુત અને તેનો કુતરો ........................ ૨૨૮
૨૦૪ માંદો સિંહ, શીયાળ અને વરૂં........ ........ ૨૨૯
૨૦૫ આંધળો માણસ અને પાંગળો માણસ ........ ૨૩૦
૨૦૬ સિંહ, રીછ, વાંદર, અને શિયાળ...... ........ ૨૩૧
૨૦૭ કીડી અને કીડો ........................................ ૨૩૨
૨૦૮ બે લોંકડીઓ .............................................. ૨૩૩
૨૦૯ શીયાળ અને બીલાડી ................................ ૨૩૪
૨૧૦ બીલાડો અને વાગોલ ................................ ૨૩૬
૨૧૧ બે ગરોલીઓ............................................. ૨૩૭
૨૧૨ ગામડીયો કુતરો અને શીકારી કુતરો............ ૨૩૮
૨૧૩ કજીઓ કરનારી બે બીલાડીઓ અને વાંદરો.....૨૩૯



# મુંબઈ સમાચારની

# ગુજરાતી ઈસપનીતી.

## વારતા ૧લી.

## કુકડો અને રતન.

એક જુવાન કુકડો એ ત્રણ કુકડીયોને સાથે લઇને ઉકરડો ખોતરતો હતો. તેમાંથી જે ઉતમ વસતુ જડતી, તે તેમને આપીને ખુશી કરતો હતો. એવામાં અણચીંતવયું એક રતન તેની નજરે પડયું. તેનાં તેજ ઊપરથી એ રતન છે એમ તેણે જાણ્યું તો ખરૂં, પણ તે શા કામનું છે એટલું તેને માલમ ન હતું. પછી તેણે પોતાનું મુરખપણું છુપાવવા સારૂ તે રતનની મશકેરી કરવા માંડી. પાંખો ઊઘાડી ડોકું હલાવી મો વાંકુ કરીને તે કહે છે, "અરે તું સારૂં છે ખરૂં; પણ તને શું કરૂં ? મારી અકલમાં તો આખી દુનીઆમાનાં સરવે રતનો એક જુવારનદાણાની બરાબરીમાં પણ આવતાં નથી."

### સાર.

જગતમાં કેટલાંક માણસો એવાં છે, કે જેઓ વીદવાનોના સંગમાં રહી પોતે પણ મોટાં વીદવાન હોય, એવું ડોલ ઘાલે છે. પણ વારતામાં જણાવેલો કુકડો જેમ રતનની ખરી કીંમતથી અજ્ઞાન હતો, તેમ તેઓ

પણ સદગુણ ને વીદયાથી અજાણ હોય છે. પોતાનું અજ્ઞાનપણું સંતાડવા તેઓ જોકે ખોટા ઢોંગ તથા મીજાજ કરે છે, તોપણ તે પોતપોતાનો મેલે લોક નજરમાં ખુલું થયા વગર રેહેતું નથી.

---

વારતા ૨ જી.

## વરૂ અને બકરૂં.

કોઈ એક સમયે ઊનાલાના તાપથી એક બકરૂં ઘણું તરસું થયું; તેથી તે એક વેહેલા ઊપર પાણી પીવા ગયું. ત્યાં એક વરૂં પાણી પીતું હતું, તેને જોઇને તે નીચલે પાસે પાણી પીવા લાગયું. વરૂની નજરે તે પડતાંજ તેનાં મનમાં આવયું કે, કંઇ બાહાને છળ કરીને આપણે એને મારીને ખાઇએ. પછી તે પેલાં બકરાંને કહે છે, "અરે, આ પાણી તો તેં ડોલયું; હવે હું મારી તરસ કેમ બાગું? એમ કરવાનું તારે શું કારણ હતું? તે જલદી કેહે, નહી તો તારો જીવ જશે." બકરૂં બાપડું ગભરાયું, અને નમીને બોલવા લાગયું. "વરૂ બાપા, તમે કોહો છો તેમ શી રીતે થાય? તમારી ભણીથી વહી આવે છે તે પાણી હું પીઊંછું; એમ છતાં મારૂં ડોલેલું પાણી તમારી તરફ ઉલટું કેમ ચઢે?" વરૂ બોલયું, "તે વાત તો રહી, પણ તું લુચ્ચું છે; તું આજથી છ મહીના ઉપર, મારી પાછલ મને ગાલો દેતું હતું, એવું મારા સાંભલામાં આવયું છે." એ સાંભલીને બકરૂં બોલયું, "અરે રે! એવી વાત કેમ બને? મને જનમયાને તો હજુ ત્રણ મહીના થયા નથી, ત્યારે મેં છ મહીના ઉપર તમને ગાલો દીધી એ કેમ સંભવે?" વરૂ તે વાતે પણ બંધાયું. પછી ક્રોધથી

ભારે જોસ આણીને, આંખો કાઢીને, હાથ પગ પછાડતું બકરાં પાસે આવયું, અને દાંત પીસીને બોલયું, મુજીના જણયા, ગાલો જો તેં નહીં દીધી હોય, તો તારા બાપે દીધી હશે, તે એકનું એકજ." એમ કહીને તેણે તે ગરીબ બકરાંનો જીવ લીધો.

**સાર.**

જે બલવાન અને ઘાતકી છે, તેની આગલ પોતાના ખરાપણાના ભરોસા ઉપર દુરબળે રહેવું નહીં; કેમકે અપરાધ ન છતાં તે પરાણે અપરાધ ઠરાવે છે.

---

**વારતા ૩૭.**

## મોરનાં પીછાં ધારણ કરનાર કાગડો.

કોઈએક કાગડાએ એમ વીચારયું કે, આપણે મોટાં થઈએ. આપણી જાતના લોક હલકા, તેઓની સંગત આપણે કરવી નહી. એવું મનમાં ધારીને તેણે મોરનાં કેટલાંક પીછાં એકઠાં કરયાં; અને તે પોતાની પાંખોમાં ખોસીને તે મોરની મંડલીમાં ભરાયો. મોરોએ તેને જોતાંજ ઓલખ્યો, અને તેઓ તેની આસપાસ ફરી વલયા. તેમણે તેને પ્રથમ તો ચાંચે મારીને અધમુઓ કરયો; પછી તેની પાસેથી તે ખોટાં પીછાં છીનવી લઈને તેને પોતાની મંડલીમાંથી તેઓએ હાંકી મેલયો. એવી દશા થઈ તયારે, તે ઊદાસ થઈને પોતાની જાતમાં પાછો ભરાવા લાગયો. કાગડાઓને તેના આગલા ઢંગ માલમ હતાજ, માટે તેઓએ પણ તેને પાસે આવવા દીધો નહી; અને તેઓમાંથી એક

કાગડાએ તેને ધીકારીને કહલું, "અરે મુરખા, ઇશવરે તને જે જાતીમાં પેદા કરયો, તે તેં છોડી ન હોત તો શું આજ તને આટલું અપમાન ખમવું પડત?"

## સાર.

પરમેશવરે આપણને જે સ્થીતીમાં નીરમાણ કરયાં છે, તે નઠારી માનીને, બીજાની મોટાઇ પોતાને વીશે તાણી લેવા જઇયે, તો આપણે ઉલટી આપદામાં પડીયે, અને આપણા સમોવડીયાઓના મનમાં આપણે વીશે તીરસકાર આણીયે. એવો પુરૂષ જે હોય છે. તે એઉ તરફથી ફસાય છે. જેમની મોટાઇ તે પોતાની તરફ તાણી લેવાને ઇચ્છે છે, તેઓ તેનો ધીકાર કરીને મશકેરી કરે છે; અને પોતાની સ્થીતીનો દ્વેષી થવાથી તેનો ખરો ખરીના તેનો અંગીકાર કરતા નથી.

---

### વારતા ૪થી.

## કુતરો અને તેનું પ્રતીબીંબ.

એક કુતરો મોહોમાં રોટલાનો કડકો પકડી, નદી ઊતરીને પેલે પાર જતો હતો. તેણે પોતાનો પડછાયો પાણીમાં જોઇ એવું જાણ્યું કે, આ કોઈ બીજો કુતરો રોટલો મોહોમાં લઇને જાય છે, માટે તે આપણે તેની પાસેથી છીનવી લઇયે. એવો વીચાર કરી મોંડું ઊઘાડીને લાભે તે પડાવવા ગયો; તેટલે પોતાના મોંહોડામાનો રોટલો પાણીમાં પડયો, તે તલીએ જઇ બેઠો.

સાર.

લોભ, એ દુરગુણ સઘલા લોકોએ છોડવો. પરમેશવરે જે આપ્યું હોય, તેથી સંતોષ ન માનીને જે માણસ બીજાનું લેવાને ટાપે છે, તેને તે મલતું નથી અને પાસે હોય તે પણ ગુમાવી બેસે છે.

---

વારતા ૫મી.

---

## દેડકાંએ રાજા મેલવવા સારૂ જુપીતરની* કરેલી પ્રારથના.

ઇસપ, ફરતો ફરતો ગરીસ દેશના આથનસ શેહેરમાં આવી પોહોચો. તયાં ઘણા દીવસ થયા રાજા ન હતો. સરવ સત્તા લોકોના હાથમાં હતી. એવું છતાં ઇસપના આવતાં પેહલાં તરતજ તયાંના લોકોમાંનો પીસીસુમાતસુ કરીને એક પરાક્રમી પુરૂષ હતો, તે લોકોની સત્તા દબાવીને પોતે એકલોજ સત્તા ચલાવવા લાગયો હતો. તેનો અમલ ધીમો હતો, તોપણ તે લોકોથી સેહવાતો નહી. તે જોઇને ઇસપે આ નીચલી વાત લોકોને બોધ આપવા કહી –

એક મોટા તલાવ માંહેનાં સઘલાં દેડકાંએ એકઠાં થઈને વીચાર કરયો કે, આપણે જયાં તયાં ફરીએ છીયે, મનમાં આવે તે કરયે છીયે, એ ઠીક નહી. આપણે માથે કોઈ પણ ધણી જોઇયે, કે જેના ધાકથી આપણે સરવ પોત પોતાની મરયાદામાં રહયે. પછી તે દેડકાંએ, પોતાને રાજા આપવા

---

* જુપીતર કરીને પ્રાચીન ગરીક તથા રોમન લોકોનો માતેલો દેવ હતો.

માટે, જુપીતરની પરારથના કરી. તેસાં ભલીને જુપીતરને હસવું આવયું. તેમના મનનું કોઈ પણ રીતે સમાધાન કરવું એવું વીચારીને જુપીતરે, "આ લો તમારો રાજા," એમ કહીને આકાશમાંથી લાકડાંનો એક દંડુકો નાંખયો. તે પાણી ઊપર અફલાતાંજ મોટો શબ્દ થયો અને પાણી ઉછલયું. તેથી તે દેડકાં ઘણાં બીધાં, અને તેઓ દંડુકા પાસે જાય નહી. કેટલીએક વારે સથીર થઇ તે હાલતો ચાલતો બંધ થયો, એવું જોઇને, હલવે હલવે તેઓ તેની પાસે ગયાં, તે ઊપર ચડી બેઠાં, અને તેની સાથે રમવા લાગયાં. પછી તેમણે જોયું કે, આ રાજામાં કંઇ જીવ નથી; માટે બીજો સારો પરાક્રમી રાજા માંગીએ. પછી તેમણે ફરીથી જુપીતરની પ્રારથના કરી. ત્યારે જુપીતરે લાંબી ડોકનો બગલો મોકલયો. તેણે આવતાંજ દેડકાં મારી મારીને ખાવા માંડયાં. એ પરલય તેમનાથી સેહવાયો નહી. તેથી દેડકાંએ ફરીને જુપીતરની પ્રારથના કરી કે, "બીજો કોઇ સારો રાજા મોકલવો; નહી તો પેહલાં અમે જે સ્થીતીમાં હતાં તેજ સ્થીતી અમને પાછી આપવી." જુપીતરે તે સાંભલી લઇને કહ્યું કે, "હું તે હવે કરનાર નથી, પરથમ જે રાજા મેં આપયો હતો, તે તમારા ધયાનમાં આવ્યો નહી, તયારે હવે તમારૂ કરમ તમે ભોગવો."

## સાર.

ઇશવર આપણને જે સ્થીતીમાં રાખે છે, તેનો અનાદર કરીને આપણે નવી સ્થીતી ઇછવી નહી; અને જો ઇછીયે તો પછી જેવી આવે તેવી ભોગવવી. ઇશવરને શા વાસ્તે પછી દોષ આપવો ! એક રાજા ધયાનમાં ન આવયો, અને બીજાની ઇછા કરે, તે પોતે પોતાની મેલે

તેને સવાધીન થાય. પછી તે દુષ્ટ નીપજયો તયારે તેમાં કોનો દોષ વારૂં ?

વારતા ૬ઠી.

## સીંહ અને પશુઓ.

એક વખતે એક સિંહ અને કેટલાંક પશુઓનો એવો ઠરાવ થયો કે, આપણે એકમતે એક વીચારથી શીકાર કરવો, તથા જે મલે તે બરાબર વેંહેંચી લેવું. એક દીવસે સિંહ, શીઆલ, વરૂ અને તરસ, એ ચારે જણાએ મલીને એક હરણ મારયું. શીઆલે તેના ચાર ભાગ કરયા. પછી સીંહ આગળ થઇને તેઓમાંના એક ભાગ તરફ આંગલી કરીને કહે છે, "અરે સાંભળો છો ? આ ભાગ તો મારા કરનો માટે હું લઊંછું. આ બીજો પણ મારેજ લેવો, કેમકે, તમે જે પરાક્રમ કરયું તે સઘળું મારાં બળ વડે." પછી ત્રીજા ભાગ ભણી જોઇ માથું હલાવીને કહે છે, "આ ભાગ તો હું એટલા માટે લઇશ કે જે અરથે તમે મારી પ્રજા અને હું તમારો રાજા, અને તેટલા માટે તમે પણ મને ભાવે કરીને આપશોજ. હવે આ છેલ્લો ભાગ, તમે જાણોજ છો કે, હમણાં આપણો દુખનો કાળ છે. લશકરને સારૂં આપણી પાસે ખાવાની સામગરી ઘણી નથી, માટે મારે એ જતન કરીને રાખી મુકવો પડશે. કેમકે આગલ અડચણ પડે ત્યારે તેનો સંગ્રહ આજથી કરી રાખવો એવી નીતી છે. કેમ, હું કહુંછું તે તમારી સલાહમાં ઠીક આવે છે કે નહી ? ના કહેશો તો તેમાં મારૂં કાંઈ જવાનું નથી, ફકત તમારો નાશ થશે એ યાદ રાખજો. સીંહનું તે ભાષણ ત્રણે સાંભલતા

હતા, અને તેમને સીંહનો ક્રોધાયમાન ચેહરો જોઇને એટલો તો ડર લાગયો, કે તેમનાથી કંઇ બોલાયુંજ નહી. પછી તેઓ છાનામાના જતા રહ્યા, અને અત્યાર પછી શીકાર કરવો તે પોતાના બરાબરીયા સાથે કરવો, એવો તેમણે નીશ્ચય કરયો.

### સાર.

**નબલા અને સબલાની એકી ઘણા દાહાડા નભી શકતી નથી. સબળા હોય છે તેઓ પ્રથમ એક થતી વખતે શરતની બોલી કરે છે, પણ લાગ ફાવયો એટલે કંરાર તોડવાને તેમને વાર લાગતી નથી. માટે તેમની સાથે મેલાપ કરવો એજ પેહેલી તો મુરખાઇ છે. એકવાર તેમના પેંચમાં આવીને ફસ્યા પછી તેમને તેઓ ઠગયા વગર રહેશે નહી.**

---

વારતા ૭મી.

---

## વરૂ અને બગલો.

કોઇએક વરૂએ ઘેટું મારીને ખાધું, પણ તેનું એક હાડકું ગળામાં ભરાઇ રહ્યું. તે પીડાથી તે ગાંડો થઇને બુમો પાડતો પાડતો રાનમાં ફરવા લાગ્યો. જે જે પ્રાણી તેને મલે તેની પ્રારથના તે કરે કે, "ભાઇ કૃપા કરીને આટલું મારાં ગળામાંથી હાડકું કાઢીશ, તો હું તને સારૂં ઇનામ આપીશ." તે સાંભલીને એક બગલો ઇનામની લાલચે આગલ થયો, અને પ્રથમ વરૂ પાસે શરત કરાવીને તેણે તેના મોહોડામાં પોતાની લાંબી ડોક ઘાલી, અને હાડકું બાહાર કાઢયું. પછી

ઇનામ માંગવા લાગ્યો, ત્યારે આંખો ફાડીને વરૂ તેને કહે છે, "અરે, તારા જેવો બેવકુફ મેં ત્રીલોકમાં જોયો નહોતો. અરે! તારી ડોક મારા મોહોમાં હતી, તે ન કરડતાં મેં તને જીવતો મેલ્યો, તોપણ હજુ તું રાજી ન થયો?"

સાર.

કેટલાએક એવા અધમ છે કે, તેમને સાહાય કરતાં બે દોષ થાય છે. જેમને સહાયતા કરવી યોગ્ય નથી, તેમને કરવી, એ એક; અને તેઓ જોડે સંબંધ કરીને પોતે પોતાનેજ સંકટમાં પાડવું. એ બીજો. કેમકે ઉપકારને બદલે અપકાર કરવો એ દુષ્ટોનો જાતી સ્વભાવ છે. એવાઓના હાથથી હાની ન થતાં આપણો જો છુટકો થયો, તો બહુ મલ્યું, એમ જાણવું.

---

## વારતા ૮મી.

## પાણીમાં પોતાનું પ્રતિબીંબ જોનાર સાબર.

કોઇએક સાબર, નદીમાં પાણી પીતું હતું. તે પાણીમાં પોતાનું પ્રતીબીંબ પડેલું જોઇ ઘણું આનંદ પામી, પગથી માથા સુધી જુદા જુદા પોતાના અવયવો નીહાળીને કહે છે, "આહાહા! મારા મસ્તક ઉપરનાં શીંગડાંનો ભરાવ શો સુંદર છે! તેથી મારૂં મુખ કેવું શોભાયમાન થયું છે, મારાં વીશાળ નેત્ર, કમલને લજવે છે! મારૂં અંગ કોમળ ફુલ જેવું! અરે; પણ એવાજ જો મારા આ પગ સુંદર હોત, તો હું કોઈને પણ ગણત નહી; પણ શું કરૂં? એ

પાતળા ઓગળી ગયેલા પગથી મને લાજ લાગે છે. તે ક રતાં તો સમુલગા પગો ન હોત, તો સારૂં થાત." એ રીતે તે પસ્તાય છે, તેવામાં પાછલથી પારધી આવ્યા. તેમનો પગરવ સાંભળતાંજ તે તહીંથી નાહું. તેની પાછળ પેલા પણ દોડતા ગયા. ત્યારે તે તેમના હાથમાંથી છટકી જવા સારૂ આડી વાટે ઝાડીમાં નાસવા લાગયું. પણ તેવામાં તેનાં શીગડાં ઝાડીમાં ભરાયાં, તેથી રોકાઈ ગયું. એટલામાં પાછળ પડેલા પારધીઓ તયાં આવી પહોંચ્યા અને તેમણે તેને પકડી મારી નાંખવા માંડયું. તે વખતે મરતાં તે બોલ્યું, "અરે રે! જે પગ મને નકામા લાગતા હતા, તેમણે તો સંકટમાંથી મારો બચાવ કરયો, પણ જે શીંગડાંનો મને ગરવ થયો હતો, તેઓજ મારા નાશનું કારણ થયાં!"

### સાર.

સરવ અંગે સુંદર ન હોય, તેવી સ્ત્રીયોએ ખેદ કરવો નહી. ખોડીલો અવયવ, જેવો વખતે તેઓના પતીવ્રતપણાંના રક્ષણ વીશે કામ લાગે છે, તેવો સુંદર અવયવ લાગતો નથી,

---

### વારતા ૯ મી.

## શીયાલ અને કાગડો.

એક કાગડો માંસનો મોટો કડકો મોંહોડાંમાં પકડી એક ઊંચાં ઝાડ ઊપર જઇને બેઠો. તે જોઇને એક શીઆલ તે ઝાડ નીચે ગયું, અને છલભેદથી કાગડાની સુંદરતા એવી રીતે વખાણવા લાગયું કે, "અરે પક્ષી, હું તને સાચું

કહું છું કે, તારા જેવું સુંદર પક્ષી મારા જોવામાં આજ સુધી કદી પણ આવયું નથી. તારાં પીછાં શાં સુંદર! કેવાં કોમલ! આહાહા! તારાં શરીરની કાનતી હું શી વખાણું? તારાં અંગોની છટા સામુ તો જોતાંજ રહીયે! તારે એટલું બધું અનુકુલ છે, તે માટે તારો સ્વર પણ સારોજ હશે, એવું મને જણાય છે. તે જો મીઠો હોય, તો પછી બરાબરી કોણ કરશે?" કાગડો તે વખાણ સાંભલીને પોતાનું ખરૂં રૂપ ભુલી ગયો, અને પોતે પોતાની મેળે કંઇ નીચો ઊંચો મરડાઇને વીચાર કરે છે કે, એને આપણા સ્વરની ફકત ભ્રાંતી છે, તેટલી ભાગી નાંખવી જોઇયે. એમ વીચારી તેણે ગાયનનો આરંભ કરયો. ગાતાંજ મોંહોમાંથી માંસનો કડકો હતો તે હેઠે પડી ગયો, તે લઇને શીયાલ તેની ઘેલાઇ પર હસતું હસતું ચાલતું થયું.

## સાર.

વખાણથી ફુલે છે તે ફસે છે. એવા ફાંદામાં ન ફસે એવાં માણસ ઘણાં થોડાં. જેને ભટાઇ બરાબર કરતાં આવડતી નથી, તેની તે કોઇવાર ફોકટ જાય, પણ જો વખાણ કરનારો કુશલ હોય, તો તે મોટા સાવધ માણસનું પણ મન ફેરવી નાખે છે. તે એમ કે, જે પ્રશંસાની જાળમાં સપડાતો નથી, તેનો તેટલોજ ગુણ પ્રશંસા કરનારે વખાણયો એટલે તે ઊપરજ તેનું મન પીગલે છે. માટે એવા પ્રપંચમાંથી છુટવાનો ખરો ઉપાય એટલોજ છે, કે પોતાના ગુણના પરીક્ષક પોતેજ થવું. જયારે પોતાની પરીક્ષા પોતેજ ઠીક કરી, તયારે પોતાની યોગતા બીજો શું કહેવાનો છે? દરેક પ્રાણીની પ્રીતી પોત પોતા-

ના ઉપર એટલી હોય છે કે, પોતાના કરતાં બીજાને મોટો કહેવાને કોઇ ઇચ્છતું નથી. તેમજ એકની યોગતા બીજાથી ખરેખરી સમજાતી નથી. એ માટે જે વખાણ કરે છે, તેનાં પેટમાં કંઇ પણ સ્વારથ છે, એમ જાણવું.

## વારતા ૧૦મી.

## બે કુતરીઓ.

એક કુતરી વીઆવાની હતી, તેણીએ બીજી કુતરીની પ્રાર્થના કરી કે, "બાઇ, એક મહીના સુધી તમારૂં ઘર મને રહેવાને આપો. મારી સુવાવડ થઇ રહી એટલે હું તમારૂં ઘર તમારે સ્વાધીન પાછું કરીશ." બીજીએ વારૂં કહીને તરત ઘર ખાલી કરીને તેને સ્વાધીન કરયું. એક મહીનો થયા પછી ઘર ધણીઆણી વીયાએલી કુતરીને મલવા સારૂ ગઇ, અને મરીયાદાથી બોલી, "બાઇ, તમે નાહી ધોઇને ઊઠયાં, એ જોઇને મને ઘણો આનંદ થયો. હવે તમને બચ્ચાં સાથે ઘરની બાહાર ફરતાં જોવાને હું ઇચ્છું છું." તેની મતલબ સમજીને સુવાવડી કુતરી તેને કહે છે, "ખરૂં, બાઇ, મને પણ સંકોચ લાગે છે કે, મેં તમારી જગા ઘણા દીવસ થયા રોકી છે, તેણે કરીને તમને આપદા પડતી હશે, પણ શું કરૂં? મારાં બોકીલા નાનાં, નબળાં, હજુ મારી પાછલ ફરવા લાયક થયાં નથી; તો કૃપા કરીને બીજા પંદર દીવસ રહેવા દેશો, તો હુ તમારી ઘણી ઊપકારી થઇશ." ઘરવાલી ઘણી શરમાળ હતી, તેથી તેણીએ તેને બીજા પંદર દાહાડાની હા કહી. તે પણ વીત્યા, તોયે ઘર તો ખાલી થયું નહી. તે જોઇને પેલી વીયાએલી કુતરીને ઘરવાલી કહે છે,

"અલી, તું હજુ સુધી ઘરમાંથી નીકલતી નથી, ત્યારે તારાં મનમાં હું તને બલાતકારે બાહાર કાહાડું, એવું છે શું ? મારે તો હવે મારી જગા જોઇએ." તે સાંભલીને વીઆયેલી કુતરી પેલાને કહે છે " શું ? તું મને પરાણે બાહાર કાહાડીશ ? તો હવે કાહાડ; જોઊં શી રીતે કાહાડે છે તે. હું તને સાફ કહું છું કે, તું મને જોરાવરીથી કાહાડીશ નહી, ત્યાંલગી એ ઘર તારે હાથ આવનાર નથી."

### સાર.

જેના હાથમાં વસ્તુ, તે તેનો ધણી થાય છે. એ માટે એકાદી આપણા જીવનગાળાની વસ્તુ હોય, તે બીજાને હાથ આપ્યાનો અગાઉ તે પાછી આપણને મલશે, એવો પકડો ભરૂસો આવ્યા વગર આપવી નહી. જે પુરૂષ શાણા, અને ઉદાર છે, તેઓ બીજાને અપાય, તે વખતે તદન આપી દે છે. પણ જે પતીજવાલી આસામી નથી, અથવા જુઠું બોલશે, એવી જેના ઊપર શંકા ઉતપન થાય છે, એવાને ઊછીનું કરીને આપવું એજ ગાંડાપણું છે.

---

### વારતા ૧૧મી.

## બલદ અને દેડકાં.

એક બલદ બીડમાં ચરતો હતો, તેમાં નાહાનાં નાહાનાં દેડકાં રમતાં હતાં. તેઓમાંનું એક દેડકું, બલદના પગ તલે ચંપાઇને મરણ પામ્યું. તે સમાચાર બાજાં દેડકાંએ ઘેર જઇને પોતાની માને કહ્યા. તેઓ બોલ્યા "મા એવડો મોટો પ્રાણી અમે કોઇ દીવસ પણ જોયો નહોતો." તે સાંભલીને

દેડકી પોતાનું પેટ ઘણુંજ ફુલાવીને તેમને પુછે છે, "કેમ, તે આટલો મોટો છે?" તેઓ બોલ્યાં, "ના, એ કરતાં તો અતીશય મોટો." ફરીથી જરા વત્તું પેટ ફુલાવીને તે કહે છે, "આવડો?" તેઓ બોલ્યાં, "ના, તું પેટ ફાટતાં સુધી ફુલીશ તોપણ તેની બરાબરી તારાથી થવાની નથી." તે સાંભલીને ગરવથી તે વળી વધારે ફુલવા માડી, તેણે કરીને પેટ ફાટીને મરણ પામી.

### સાર.

મોટાઇ મેલવવા શ્રીમંતની બરાબરી કરવાને ગરીબે ઇચ્છવું નહી. ઇચ્છે તો દેડકીની પેઠે તે નાશ પામે.

---

### વારતા ૧૨મી.

## શીયાળ અને શાહમુરગ.

એક દીવસે એક શીયાળે એક શાહમુરગને પોતાને ઘેર જમવાને બોલાવ્યો, અને તેની મશકેરી કરવા સારૂં એક, સુંદર તાસકમાં ખીર ઘાલીને તેની આગલ મેલી. પછી બંને જણાં સંગાથે ખાવા મંડયાં. ત્યારે શાહમુરગની ચાંચ લાંબી, તેનાથી તેમાંની ખીર લેવા માટે તેણે ઘણા ઊપાય કરયા, પણ લેવાઇ નહી, પણ શીયાળ તે બધી ખાઇને તાસક ચાટવા લાગો. શાહમુરગ પોતાના મનમાં લજવાઇને તેવોજ ભુખ્યો ઘેર ગયો. શીયાળનું કપટ મનમાં રાખીને કેટલાક દહાડા વીત્યા પછી, તે શાહમુરગે શીયાળને નોતરૂં આપ્યું, અને એક સુરઇમાં કેરીનો રસ ભરીને તેની આગલ મુકયો. તે વાસણનું પેટું પોહોલું, તથા ગળું લાંબું અને સાંકડું હતું તેથી તેમાં શીયાળનું મોહો કેમે કરયું પેસે નહી. તે સમય

શાહમુરગે માંહે ડોકું ઘાલીને, કેમ ખાવું તે તેને દેખાડયું. રસ ખાતાં ખાતાં જેવારે ડોક બાહેર કાઢે, તેવારે સુરઇ ઊપર જે રસનાં ટીપાં પડતાં, તે ચાટીને શીયાળે વખત વટાવી. તેના મનમાં તો ઘણું ખોટું લાગ્યું, પણ કંઇ જમતાં બોલ્યુ નહી. પછી પોતાને ઘેર જતી વખત શાહમુરગને તે કહે છે, "યાર તેં જે કરયું તે ઠીકજ કરયું. મેં તને કરયું તેવું તેં મને કરી દેખાડયું, એમાં મને માઠું લાગવાનું પ્રયોજન નથી."

**સાર.**

બીજાની ચેષ્ટા કરીને રાજી થવું, એ ભલા માણસનું કામ નથી. જે એવું કરે છે, તેની પાછી બીજાએ ઉલટીને જો હાંસી કરી હોય, તો તેણે તેથી ચીઢાવું પણ નહી. આપણો ખોટો રૂપીઓ આપણને કોઇએ પાછો આપ્યો તો તે છેડે બાંધવો. જેમ વારતામાં શીયાળે કરયુ. તેમ ન કરતાં બીજાએ આપણો અમરીયાદા કરી માટે આપણે તેને દોષ દઇયે, તે ઠીક નહી. આપણને માઠુ લાગ્યું, તેમજ તેને માઠું લાગયું હશે, એવો વીચાર કરવો

---

**વારતા ૧૩મી.**

## ગરૂડ પંખણી અને શીયાળણી.

એક ગરૂડ પંખણી પોતાનાં બચ્ચાંને સારૂ કંઇ ખાવાનું શોધતી હતી, તેવામાં તેણીએ એક શીયાળણીનું બચ્ચું ઊખાડામાં પડેલું દીઠું. તેને બાથમાં પકડીને તે ઉડે છે, એટલામાં શીયાળણી પાસેજ હતી તે દોડતી આવી, અને અતી નરમ વાણીયે, આંખોમાં આંસું આણીને, તે પેલીના કાલાવા

ના કરવા લાગી કે, "પંખણીબાઈ, હું રંક છું. મારા ઉપર દયા કરો; મારૂં એકનું એક લાડકું છોકરૂં લઈને મને નોધારી ન કરશો. એ મારૂં છોકરૂં મને આપવાથી, તમે મને બાળકની ભીખ આપી એમ જાણીશ." ગરૂડ પંખણી નીરદય હોવાથી તેણીએ મનમાં ધાર્યું કે, આપણું રેહઠાણ તે, ઊંચાં ઝાડ ઊપર હોય છે, ત્યાં એ શીયાળણી આપણને શો, ઉપદરવ કરી શકનાર છે? પછી તેણીએ પેલીની પરારથના કાને ન ધરતાં તે બચ્ચું પોતીકાં બચ્ચાં પાસે લાવીને મુક્યું. આથી શીયાળણી રીસે કરીને ઘેલી થઈ, અને વેર કેમ લેવું એ માટે આણીમેર તેણીમેર જોવા લાગી. તે દહાડે પાસેની ઉંડાણમાં ગામવાલાએ તાપણી સલગાવી હતી, તે આગ તેની નજરે પડી. તેમાથી એક બલતું લાકડું લઈને ગરૂડ પંખણીનો માલો જે ઝાડ ઉપર હતો ત્યા આવી, અને આજુ બાજુથી કાંટા બલતણ એકઠાં કરીને તેણીએ તે ઝાડને આગ સલગાવવાનો પ્રયોગ માંડયો. તે જોઈને, ગરૂડ પંખણીને બીક લાગી કે, હવે બચ્ચાં સુધાં આપણે બલીને રાખ થઈશું. પછી તો તે ઉલટી શીયાલણીની પ્રારથના કરવા લાગી, અને બોલી "બાઈ, કૃપા કરીને હવે વેર મુક, હું ચુકી." એમ કહીને તેણીએ શીયાલણીનું બચ્ચું તેને જીવતું પાછું આપ્યું.

સાર.

પઈસે અથવા અધીકારે આપણે જબરા છીએ, એવા ભરોસા ઉપર કોઈની પણ ઘાત કરવી નહી. આપણે મોટાને આધારે છીએ, અને જેની ઘાત આપણે કરીયેછે તે છેક દુરબલ છે, તેથી આપણને ઉપદરવ કતાં ફાવશે નહી, એવું સરવથા મનને વીશે લાવવું નહી. તે ગમે તેવો નાનો માણસ હોય, તોપણ કઇ વખતે, કઇ

જગાએ, શી જુગતથી વેર લેશે, તે જણાતું નથી. એક વાર વેર સલગ્યું પછી હોલવાવું કહણ. મોટો બલવાન રાજા છે, તેને મારવો હોય, તો ભીખારીપણ મારી શકેછે. જે વેર લેવા સારૂં પોતાના જીવ ઉપર આદરે તે હજાર જુગતીથી પોતાના વેરીનો નાશ કરી શકે. કોઇ પણ દુરબલ ગરીબ માણસ, મહા બલવાનના છોકરાનો પ્રાણ લઈ શકે છે. એટલા સારૂં હઇયું કઠણ કરીને જે લોકોને પીડા કરે છે. તેણે લાંબી નજરે જોવું જોઇયે.

---

વારતા ૨૪મી.

## રાની ડુક્કર અને ગધેડું.

એક ગધેડાના બચ્ચાનો અને રાની ડુક્કરનો અરણ્યમાં એક વખત અણચીતવ્યો મેલાપ થતાંજ પેલું ગધેડું મશ્કરીથી તેને કહેછે, "રામ રામજે, ભાઇ રામ રામ"! એ બરોબરીનું ભાષણ સાંભલીને ડુક્કરને આશ્ચરય લાગયું, અને, ક્રોધના આવેશમાં પેહલું તો તેના મનમાં એવું આવ્યું કે હમણાં એનાં આંતરડાં બાહાર ખેંચી કાઢું. એટલામાં તેને બીજો વીચાર સુઝયો, અને તે ગુસ્સાને દાબી ગધેડાને કહેછે, "અરે હલકા પ્રાણી, તું તારે રસ્તે જા. હું ગધેડાનાં લોહીથી મારી ડાઢ નહી વટાલું; નહીતો, તારો જીવ લેવાને મને એક ક્ષણ પણ નહી લાગત."

સાર.

મુરખ હોય છે તેઓ પોતાને શાણા જાણીને મોટાઓનો ચેષ્ટા કરવા જાય છે. એમ કરતાં જો તેમને

ઘટીત સજા મળતી નથી, તો તેમણે બહુ મેલવ્યું એમ જાણવું. મુરખે મુરખ સાથે લાગવું, ચાકરે ચાકર સાથે, અને હલકાએ હલકા સાથે, એમ સમજીને રીશ ન કરતાં મોટા છે તેઓ નાના માણસોના એક બે અપરાધ સાંખી રહે છે. પણ તેથી નાના માણસોએ નીરલજ થઇને વારે વારે તેમની સાથે તેવો પરસંગ આણવાને તતપર થવું નહીં.

---

વારતા ૧૫મી.

## દેડકો અને બે બલદ.

બે બળદીયાને એક તલાવની પાળ ઊપર લડતાં તે તલાવમાંના એક દેડકાએ જોયા. ત્યારે તે બીજા દેડકાઓને કહે છે, "અરે જુઓ! જુઓ! પેલું સામે શું થાય છે તે હાય હાય, હવે આપણી શી ગતી થશે?" બીજા કહે છે, "અરે તું તેથી એટલો કેમ બીયે છે? તેમની લડાઇ સાથે આપણો શો સંબંધ છે? તેમની જાત જુદી, રીત જુદી, ખોરાક જુદો. તેઓ આપણને ઊપદરવ કરવા સારૂ લડતા નથી; પણ એક બીજાને મારી કાઢીને પોતે તેમના ટોળાનો ધણી થવા માટે લડે છે; એમ છતાં આપણે અહીં રહીને મુરખની પેઠે બીવું એ ઠીક નહીં." તેમને પેહેલો કહે છે, "અરે, તે, ખરૂં. પણ હવે એવું થશે કે, એમાંથી એક હારશે, તે દોડીને આ તલાવમાં આવશે, ત્યારે આપણી મંડલીમાંના કેટલાક તેના પગતલે દબાશે. ત્યારે એ ઊપરથી વિચાર કરી જુઓ, કે તેઓની લડાઈ સાથે આપણો કેટલો નજીકનો સંબંધ છે."

---

સાર.

મોટાની લટાઇમાં પાસેના ગરીબો સેહેજમાં છુંદાઈ જાય છે. પછી મોટાઓનો પક્ષ ધરીને અગાડી થાય, તેમનો નાશ થાય છે, એમાં શું કહેવું? જેમાં સરવનું ભલું થાય છે, એવી કોઇ વાતમાં, મોટાઓ જોડે નાનાઓએ ભેલાવું. પણ કેવલ લોકોના કલ્યાણને સારૂ ઉદયોગ કરનારા એવા મોટા ઘણા થોડા હોય છે. જેઓ ઘણાનું સારૂં કરવાને નોમીતે લડાઈ ઊઠાવે છે, તેમનો મતલબ ઘણુંકરીને સવારથ સાંધવા ભણી હોય છે. તેઓ લોકોને સારૂ લડતા નથી, પણ પોતાને હાથ રાજસતા આવે, પોતે રાજનાં સુખ ભોગવે, પોતાની આજ્ઞામાં સરવ રહે, એ માટે લડે છે. અધીકાર ઉપર સ્થીર થયા પછી તેઓ લાગલા પ્રજાને પીડા કરવાનો આરંભ કરેછે. એટલા માટે એવા જે લડનારા તેમનાથી શાણાએ વેગલું રહેવું. સામરથ ચાલે તો બેઊ લડનારા પક્ષોને તોડી પાડવા, અને લોકોનું દુઃખ દુર કરવું.

---

વારતા ૧૬મી.

## બે બાયડીનો ધણી.

એક પુરૂષને બે બાયડીયો હતી. પેહેલી તેની વયની તે રૂપે સાધારણ હતી, અને બીજી જવાન સોલ વરસની અતયંત રૂપાલી હતી. તેનાં રૂપ ગુણ ઊપર તે માણસ ઘણો મોહીત હતો. પણ તે પચાસીનો પાસે આવેલો હતો

માટે તેના સંજોગથી તે બીજી સ્ત્રી સુખી નહુતી. તેના વાલ કંઇ કાલા અને કંઇ ધોલા હતા. જે તેની પાકી ઉમર કરી આપતા હતા. પેલી જુવાન સ્ત્રીને વાલ જોઇ ઘણું માઠું લાગતું. તે હોલવા બેસે, ત્યારે તે નજાણે તેમ હલવે જુગતીથી નીતયે તેમાંથી કંઇ ધોલા નીમાલા ઊખેડી કાઢે. તેણી એવી રીતે પોતાના ધણીનાં ઘડપણનાં ચીનહ લોકોને જેટલા ઓછા દેખાય તેમ કરતી. પણ જે મોટી સ્ત્રી હતી તે એમ જાણતી કે, આ ધોલા વાલ મારા ધણીના વયનું ભુષણ છે; અને તેથી જ્યારે જ્યારે તેનો હોલવાનો વારો આવે, ત્યારે ત્યારે તે માથામાંથી કેટલાક કાલા કેશ ઊખેડી કાઢે. એ પ્રમાણે કામ ચાલ્યાને છ મહીના થયા નહીં, તેટલામાં તો તે બાપડા ધણીનાં માથા ઊપર એક નીમાલો રહ્યો નહીં.

### સાર.

જેને સારાં નરસાનો વીચાર નથી, તેની કૃપાથી પણ હાની થાય છે. જે બાયડીયો પોતાના ધણીનું હીત ઇછતી હોય, અને જેમનું લક્ષ તેની કરૂપા તરફ હોય, તેમણે કોઇ પણ વાત કરવી તે પતીની સલાહ વગર કરવી નહી. કોઇ પણ વાત બાયડીને સારી જણાય, તોપણ તે તેણીયે ધણીને જણાવીને કરી હોય, તો તેથી બંનેનું ભલુંજ થાય. સ્ત્રીઓનો ધરમ પણ તેજ છે.

---

### વારતા ૧૭મી.

## ઢોરના વાડામાંનું સાબર.

કોઇએક સાબરને પારધીના કુતરાઓએ ઝાડીમાંથી હાંકી મુક્યું. તે બીકનું મારયું નાશતું નાશતું એક ગામ-

ડામાં એક ઢોરના વાડામાં પેસીને તેમાંની ઘાસની ગંજીમાં સંતાયું. તે જોઇને વાડામાંનો એક બલદ તેને કહેછે, "અરે તેં આહીં આવીને શું ધારયું છે? હું એમ જાણુંછુ કે, જેના થી બીહીને તું સંતાયુંછે, તે મોત તો તને આહીં તરતજ મલશે." સાબર તેને કહેછે, "ભાઇ મુંગો રહે. જો તમે સઘલા કરૂપા કરીને છાના રહેશો, તો મારો બચાવ થશે. લાગ જોઇને હું અહીંથી જલદી જતું રહીશ." પછી તે સાબર સાંજ સુધી તયાં રહયું. દીવા વખત થતાંજ પરથમ ઘાસના પુલા લઇને ખેડુત તે વાડામાં આવયો, ત્યારેતો તે સાબર તેની નજરે પડયું નહી. ત્યાર પછી તો તેનો બીજો ખેડુત આવ્યો, તેણે પણ તે દીઠું નહી. તે વખતે સાબરના મનમાં હરખ માયો નહી; અને તે બલદોને કહેછે, "ભાઇઓ તમને ધન્ય છે! આજ હું બચયો તે તમારે પુન્યે. તમારા જેવા પરોપકારી કહીં નાહી હોય." તે સાંભલીને તે ઓમાંનો એક બલદ તેને કહેછે, "અરે તું અહીંથી સહી સલામત બચીને તારે ઠેકાણે પોહોચે, એવું અમારા મનથી ઇચછીયે છીયે. કેમકે ઇશવર કરે અને આ વાડાનો ધણી અહીં ન આવે. તેને સો આંખો છે. તે આવ્યો એટલે તેની નજર આગલ તારાથી આ ઘાસમાં સંતાઇ રહેવાવાનું નથી." એવી વાતો કરે છે, એટલામાં વાડાનો ધણી બાહાર ગયો હતો, તે ઘેર આવ્યો. આવતાજ પેહેલો વાડામાં ગયો, અને ચાકરો ઉપર ચીઢીને બોલ્યો, "અરે, રામલા, આ બલદો આગલ ચારો કેમ નથી? અરે, હું નીત્ય બુમો પાડુંછું, તો પણ તમને લાજ કેમ નથી? અરે કાલીઆ, પેલા બલદ આ ગળ બીજા ચાર પુલા લાવીને નાંખ. શું રે ભાઇ, કેવાં આ નઠારાં માણસો છે!" એમ ચરબડતો ચરબડતો આમથી તેમ ફરેછે, અને બધે ઠેકાણે તપાસી જુએછે, તો ઘાસમા સાબ-

રનાં શીંગડાં તેની નજરે પડયાં. તે દેખાતાંજ તે ચાકરોને કહેછે. "આ, શું રે આ ઘાસમાં? અરે, એતો સાબર, દોડારે દોડો!" તે સાંભલતાંજ ચાકરો ડંગોરા લઇને દોડયા, અને તેમણે તતકાલ તે સાબરનો જીવ લીધો.

### સાર.

આપણા ઘરકામની કાલજી જેટલી આપણે રાખીયે છીયે, તેટલી ચાકરો રાખતા નથી. ગમે તેમ થાઓ એમ કહીને તેઓ નીશચીંત રહે છે. જેનું અંન ખાઇએ તેનું હીત થાય તેમ કરવું, એવો જે સેવકોનો ધરમ, તે તેમના સ્વપનામાં પણ નથી હોતો. તેઓનું દીલ હમેશાં પોતાની મતલબ ઊપર હોય છે. તે પેહેલી સાધી લેવા આગલ, ધણીનું હીત તેમને સુજતું નથી. તપાસી જોતાં જાતી આલસથી પડી ભાગેલા શ્રીમંત થોડાક નીકલશે, પણ ચાકરોના બીગાડથી ધુલ મલેલા પુષકલ મલી આવશે. એટલા માટે ધણીએ પોતાના કામમાં જાતે સાવધ રહેવું; કેવલ ચાકરોને ભરોસે તેણે રહેવું નહી.

---

### વારતા ૧૮મી.

## કુતરો અને વરૂ.

કોઇએક વરૂ ઘણા દીવસની ભુખે પીડાઇને સુકાઇ ગયો હતો, અને તેથી ભુખ મટાડવા સારૂં ભટકતો ભટકતો ચાંદની રાત્રે એક કણબીના વાડા પાસે આવ્યો. તેમાં પેસતાં તેણે એક પાલેલો કુતરો દીઠો. તે બંનેનો મેલાપ થયા પછી વાતચીત કરતાં વરૂ કુતરાને કહે છે, "અરે, તું શરીરે ઘણો

દેખાવડો છે. હું ખરૂં કહું છું કે, તારા સરખો પુષ્ટ અને દેખાવડો કુતરો મેં આજ સુધી કોઈ પણ જોયો નથી. તો કહે, વારૂં, એનું કારણ શું હશે ? અરે, હું તારા કરતાં સો ઘણો વતો ઉદયોગ કરૂં છું, તેમ છતાં પણ મને પેટ ભરીને ખાવાનું મલતું નથી." કુતરો કહે છે; "અરે, હું કરૂં છુ તેમ તું જો કરીશ, તો તું પણ મારી પેઠે સુખી થઇશ." વરૂ પુછે છે, "તું શું કરે છે" ? કુતરો કહે, "બીજું કંઇ નહી, પણ ધણીના બારણા આગલ રાતની ચોકી કરીને હું ચોરને આવવા દેતો નથી." વરૂએ ઊતર વાલ્યો, "તે હું ખરા મનથી કરીશ. અરે ! હું જંગલમાં રખડતો ફરીને તાઢ તડકો વેઠું છું, તો મને ઘરની છાયા તલે બેસીને પેટ ભરીને ખાવાનું મલે તો બીજું શું જોઇએ" ? એ પરમાણે તે બંને વાતો કરતા હતા, એટલામા, કુતરાને ગલે દોરીનો લીસોટો પડેલો હતો, તે ઉપર વરૂની નજર ગઇ. ત્યારે તે તેને પુછે છે, "મીત્ર ! આ તારે ગલે શું દેખાય છે ?" કુતરો બોલ્યો "અં:તે કંઇ નહીં" વરૂ કહે, "ના, પણ મને તો કહે, શું છે તે ?" કુતરો કહે, "અરે હું જરા નઠારો છું, લોકોને કરડું છું, તેથી, અને દાહાડે ઊંઘું તો રાતે સારી પેઠે ચોકી કરૂં માટે, મારો ધણી મને દીવસે દોરડે બાંધી મુકે છે. પણ આમ દાહાડો આથમયો, કે તે મને છોડી મુકે છે. પછી તો રાજા પ્રમાણે ગમે ત્યાં ફરૂં. મને ખાવા પીવાનું તો મારો ધણી પોતાને હાથે એઠું જુઠું હોય તે આપે છે, તેમજ બધા ઘરનાં માણસો પણ મારા ઉપર માયા રાખે છે. ભાણામાં રોટલાનો કડકો વધ્યો હોય તે મારા વગર બીજા કોઇને નાખતા નથી. હવે જો વારૂં, મારા જેવું કરીશ તો, તું કેવો સુખી થઇશ ?" તે સાંભલતાંજ વરૂએ પાછા પગે નાસવા માંડયું. તેને કુતરો હાંકો મારે છે, "અલ્યા આવરે આવ, નાસે છે કેમ, તે તો

કહે " ? વરૂ વેગળેથીજ ઉતર દે છે, "નારે ભાઇ, મારે તે સુખ નહી જોઇએ. તે તારૂં તને અખંડ રહો ! મારી સાથે સ્વતંત્રતાની જે વાત હોય તે કરજે. તારી પેઠે બાંધી રાખીને મને કોઇ રાજા કરે, તોપણ મારે તેવું થવું નથી.

### સાર.

સ્વતંત્રતા હોય અને ગરીબી હોય તે સારી; પણ પરાધીનપણાની મોટી પદવી હોય તે સારી નહી. જે પરાધીન થયો, તેનું સુજ્ઞપણું, ધૈર્ય, અને તેવાજ બીજા મોટા મોટા સદગુણો, નકામા થઇ ગયા. તેને ધણીના કહ્યામાં રેહેવું પડે, અને ધણી ફરમાવે તેવું નીચું કામ હોય, તોપણ તે જરૂર કરવુંજ જોઇએ.

---

## વારતા ૧૯મી.

---

# બકરીએ પાલેલું ઘેટું.

એક ઘેટીનું બચ્ચું એક બકરીએ પાલયું હતું. એક દાહાડે તે બકરીની સંગાથે હતું, તેને એક વરૂ વાટે જતાં કહે છે, "બચ્ચા તને ભોલવ્યું છે. આ તારી મા નથી. તારી સાચી મા તો પેલી પણે સામાના ટોલામાં ચરે છે તે." ઘેટું ઉત્તર દે છે, "બાવા, તારૂં કહેવું છે ખરૂં; પણ જેણે મને કેટલાક માસ સુધી લાચારીથી પેટમાં રાખ્યું, અને વીઆઇ ત્યારે આ પરથવીની પીઠ ઉપર નીરાધાર નાંખીને પોતે જતી રહી, તે મારી મા, એવું તું કહીશ તો કહે; પણ હું તો આ બકરીને મારી મા ગણું છું, કે, જેણીએ મને નબલું અનાથ જાણીને મારો અંગીકાર કરયો; પેટનાં

છોકરાં પ્રમાણે પાલયું; અને બધી રીતે મારૂં પોષણ કરયું." વરૂ કહે છે, "અરે પણ જેણે તને જનમ આપ્યો તે તારે પુજ્ય છે, અને તારી મમતા તેના ઉપર વીશેષ થવી જોઇયે." ઘેટું જવાબ દેછે, "તેણીયે અવતાર આપ્યો એમ હું તો કેહેનાર નથી. જેને હું કાળું થઇશ કે ગોરૂં એ માલમ ન હતું તેણીએ મને જનમ આપ્યો, એ વાત ખરી છે, તો તેણીએ મારા ઉપર મોટો ઉપકાર એ કરયો, કે મને પુરૂષનો જનમ આપ્યો, જેથી હું ખાટકીને હાથ વેહેલો ચઢીશ. તો, જો વારૂં, જેનો કોઈ પણ રીતે મારા ઉપર ઉપકાર નથી, એવી માને હું મા કેમ કહું ?"

### સાર.

જેઓ આપણું સારૂં કરે છે તેઓજ આપણાં મા બાપ; જેમણે એકલો જનમ આપ્યો તેઓ નહી. મા બાપ અને છોકરાં બંનેએ અનયોઅનયને ઉપયોગી થઈ પડવું. છોકરાં અજ્ઞાન હોય ત્યાં સુધી માબાપે પાલણ પોષણ કરી, તેમને વીદયાભયાસ કરાવવો. ઘણું લાડ ન કરતાં તેમને પોતાની આજ્ઞામાં રાખવાં. પછી જયારે તેઓ કરતાં કારવતાં થાય, એટલે તેમણે પણ મા બાપને કશી વાતે ઊણું પડવા દેવું નહી. એવો પરસ્પરનો ધરમ છે. ઘણું કરીને છોકરાં નઠારાં નીકલે છે, અને ઘણી વખત તેઓ પોતાની જવાનીના તોરમાં મા બાપનું સાંભલતાં નથી. તેમ કેટલાંક માબાપો પણ કઠોર જણાય છે, કે જેઓ પોતાનાં છોકરાંને નાનપણમાં શીખવવા વીશે શ્રમ લેતાં નથી. પોતાના ગજા પરમાણે તેમને ખાવા ખરચવાને આપતાં નથી. ફકત પોતે મોટાં

એટલીજ સત્તા વડે તેઓ એમ જાણે છે કે, આપણે જે જે કરીયે તે છોકરાંએ છાનામાના સહન કરવું. તેમનો દાખલો લઇ છોકરાં પણ પછવાડેથી તેવાં નીવડે છે. માટે બાપ છોકરાએ, સગા સગાંએ, અથવા ધણી ધણીયાણીએ, એક બીજાનું રૂડું કરતાં રહેવું, તોજ પ્રીતી રહે. જે એઓમાં પરીતી નથી, તે સગપણ નામ માત્ર.

---

વારતા ૨૦મી.

## પોતાનો કઠોર અવાજ જાણીને ખેદ કરનાર મોર.

કોઈ એક મોરને પોતાનો સાદ કઠોર જાણીને ઘણો ખેદ થયો. તેથી તેણે જુનોની પરાથના કરી કે, "હે દીન દયાલ દેવી! હું તારૂં વાહન છું. તેમ છતાં સ્વર વીશે મને કોયલ જીતે, એ તારી કોરતનો બટો છે. કોયલ બોલવા માંડે એટલે સરવ લોકો કાન તેની તરફ માંડેછે, અને હું મોઢુ ઊઘાડું એટલે મારી મશ્કેરી કરેછે." મોરની તે પરાથના સાંભલીને દેવી તેના મનનું એવી રીતે સમાધાન કરેછે કે, "બાપુ! મીઠા સ્વર વડે કોયલ સુખી છે, એમ તું જાણેછે, તો સુંદરપણાએ અને મોટપણાએ તું પણ સુખી છે." મોર કહેછે, "દેવી, વાણી જો મીઠી નથી, તો એકલા સુંદર પણાને શું કરયે"? દેવી બોલી, "ઇશવરે" દરેક પ્રાણીને એકેકો ગુણ આપ્યો છે. તને સુંદરપણું, ગરૂડને બલ, કોયલને સુસ્વર, પોપટને મનુંશવાચા, ખબુતરને શાંતી. એ પક્ષીયો જેવા પોતપોતાના ગુણોઊપર સંતુષ્ટ છે, તેમ તારે પણ

રહેવું, નહીતો અમથી આશા વધારીને તું તારી જાતને વગર દુઃખે દુઃખ માત્ર કરી લઈશ."

### સાર.

એકને સરવ ગુણ સંપન કરવો એવી ઈશાવરની ઈછા નથી, એટલા માટે જેને અનેક ગુણો વીશે અતરૂપતો છે, તેને તે પ્રાપ્પ થનાર નથી; માટે ખેદ પામીને પોતાને મલેલા ગુણોનો અનાદર કરવો નહી. મેહેનત લઈને તેમનોજ વરૂદ્ધી કરવી. સરવ ગુણ સંપાદન કરવાનું એજ ફલ કે, ચીતનું તેમનાથી સમાધાન કરવું. તે સમાધાન, ઈશાવરે આપણને જે અનુંકુલ કરી આપ્યુછે, તેથીજ કરવાનો જો યત્ન કરયે, તો મનુષ્ય લોકમાં જે ખરૂં સુખ છે, તે આપણને પ્રાત્પ થયા વગર રહે નહી.

---

### વારતા ૨૧મી.

## શીયાલ અને દ્રાક્ષ.

એક ભુખે પીડાયલું શીયાલ ફરતું ફરતું દરાક્ષોના માંડવા તલે આવ્યું. ઊપર જુએછે, તો સુંદર પાકેલી દરાક્ષોના લુંમખા લટકી રહયા છે. પણ માડવો ઊંચો તેથી તેમને પહોંચી શકાયું નહી, અને તેટલા માટે કુદકા મારીને પણ થાકયું; તોપણ એકે દરાક્ષ મલી નહી. છેલે જરા આઘું જઈને, દરાક્ષો ભણી જોઈને કહેછે, "આ દરાક્ષો જેને લેવી હોય તે લે. હુતો મારે તેમને કાચી અને ખાટી જાણીને મુકી જાઊછું."

સાર.

કેટલાક પુરૂષ એવા હોયછે કે, તેમને હાથ જે વસ્તુ આવતી નથી, તેને કંઇ દોષ દઇને પોતાનું હલકાપણું તેવી રીતે ઢાંકે છે.

---

વારતા ૨૨મી.

## સાપ અને રેતરડી.

એક સાપ લવારની દુકાનમાં જઇને કંઈ ખાવાના પદારથ સારૂં નીચે ઉંચે શોધતો હતો, તેવામાં તેણે એક રેતરડી દીઠી, તે કરડવા લાગયો, તેવારે રેતરડી તેને ધીકારીને કહે છે, અરે મુરખા! તું મને છેડીશ નહી. હું તો મોલાં અને તીખાં લોઢાને ઘસનારી છું, અને મને કરડીશ, તો તારા દાંત માત્ર પડશે."

સાર.

શતરૂનું એક વખત બલ જોઇને તેને પછી જે ઊપદરવ કરવાનો હોય તે કરવો. જેને સર્વ લોક માને છે, અને જેનું કહયું કરે છે, તેની સાથે વીરોધ કરીયે, તો આપણાજ નાશનું તે કારણ થાય.

---

વારતા ૨૩મી.

## શીયાલ અને બકરો.

એક શીયાલ પાણી પીવા સારૂ એક વાવમાં ઊતરયું, પણ પગ લપસવાથી તે પાણીમાં પડયું. તેણે બાહાર નીક-

લવા માટે ઘણીવાર સુધી પ્રયતન કરયો, પણ તેનાથી બાહાર નીકલાયું નહી. એટલામાં એક બકરો તયાં આવ્યો. તેણે એને પુછયું, "અરે આ પાણી સારૂં છે"? શીયાલ ઊતર દેછે, "યાર કેવું સારૂં છે, કે તે શું વખાણું? અમરત જેવું મીઠું પાણી છે. તે પીતાં પીતાં મારી ઇછા પુરી થતી નથી. અને આહીંથી મને જવું ગમતું નથી." તે સાંભલીને બકરાએ માહે ભુસકો મારયો. તેનાં શીંગડાં મોટાં હતાં, તેમના ઉપર શીયાલે તરત પગ મેલ્યા, અને છલંગ મારીને વાવની બાહાર તે આવતું રહયું. પછી બકરો ડબકાં ખાતો ખાતો મરી ગયો.

### સાર.

લોકો જે જે કરેછે તેમાં તેઓની થોડી ઘણી મતલબ રહેલી હોયછે. બીજાના હીતને સારૂ ઉદયોગ કરનાર પુરૂષો થોડાજ હોયછે. માટે જે કોઇ કંઇ લાભ દેખાડે તે માણસની સાચવટ પેહેલી સારી પેઠે તપાસી જોયા વગર તેના બોલવા ઊપર વીસવાશ રાખવો નહી, અને તે જે કરવાનું કહે તે કરવું પણ નહી.

---

### વારતા ૨૪મી.

## ગામડયો અને સાપ.

એક ગામડયા ખેડુતે ટાઢના દહાડામાં કામ કરતાં વાડાની વાડ પાસે પડેલા એક સાપને દીઠો. ટાઢના સપાટાથી તે એવો ઠરી ગયો હતો, કે જાણે ઘડી અધ ઘડીએ મરશે. એવો જોઈ ખેડુતને દયા આવી. પછી તે સાપને તેણે ઘેર

લઈ જઇને દેવતા પાસે મેલયો. ત્યાં અગ્નીની ગરમીથી તે દશ પળે હોશીયાર થયો. પછી ડોકુ ઉંચુ કરીને ફુંફાડા મારીને એડુતના બઇરાં છોકરાં ઉપર ફુતકારા મારવા લાગ્યો, અને તેથી આખા ઘરમાં દોડાદોડ થઇ. ગામડીયો વાડામાં હતો તે તેમની બુમાબુમ સાંભલીને કુહાડો હાથમાં લઇને દોડતો આવ્યો. તેણે એકે ઘાએ સાપના બે કડકા કરયા. ઘા મારતી વખતે ગામડીયાએ તેને આ બોલ કહ્યા, "અરે દુષ્ટ! જેણે તારો જીવ બચાવ્યો તેનો ઉપકાર તું આ રીતે વાલે છે? હવે તારે મરવું યોગ છે. પણ, અરે મહા પાપી! તારા અપરાધની તો મોત કરતાં પણ વધારે ભયંકર શીક્ષા થવી જોઇએ."

### સાર.

જે પોતાના ભલું કરનારનું ભુંડુ કરે છે, અથવા જેનું અંન ખાય તેનું માઠું ઇચ્છે છે, તે કૃતઘન, માહા પાપી મુઓ સારો. તેનું મોં પણ જોવું નહી. ઘાતકીના હાથમાં અધીકાર આપવો, અથવા કૃતઘના ઉપર ઉપકાર કરવો, તે દાન ખોટે રસતે થયું, એમ જાણવું.

---

### વારતા ૨૫મી.

## જણતાં દુખ પામતી એક ડુંગરી.

કોઇએક ડુંગરી જણતાં કષ્ટ પામતી હતી. તેની મોટી ચીસો સાંભલીને આગ્રાના તથા પાસેના ઘણા લોક ટોલે થયા, અને તેનાં પેટમાંથી કંઇ મોટી સારી વસ્તુ નીકલશે એવું સમજી તેની પાસે આવી ઘણીવાર સુધી ઉંચે મોંડે વાટ જોતા રહ્યા: અંતે એક ઉંદર કુદીને તેમાંથી બાહાર આવ્યો.

સાર.

આપણે જે કંઇ કામ કરવાનું હોય, તેની યોગતા કરતાં અમથું મોટું ડોલ ઘાલાને લેકોને આશાએ વલગાડવા નહી. નહી તો પછી છેલે આપણનેજ નીચું જોવું પડશે.

---

વારતા ૨૬મી.

## કીડી અને માખી.

એક દીવસે કીડી અને માખી એ બંનેની વચે પોતપોતાની મોટાઇ વીશે વાદ થયો. માખીએ કીડીને કહ્યું "અરે, મારી મોટાઇની કોઇને ભ્રાંતીજ નથી. જુઓ કે, યગ્નયાગ્નાદિક કરમમાં જે જે પદારથો હોય છે, તે પેહલાથી હું ચાખુંછું, અને પછીથી દેવતાને તે મલે છે. દેહેરામાં ઊંચું ઠેકાણું તે મારૂં. હું દેહરામાં રહુંછું, તેટલું કોઇ બીજું રહેતું નથી. મને રાજાની સભામાં જવાનો અટકાવ નથી. હું રાજાની બાંધ ઊપર પણ બેસુંછું. એ પરમાણે મારે જે જે જોઇએ તે તે હું વગર મેહેનત કરે ખાઊંછું, પાઊંછું, અને ભોગવુંછું. એવી જે હું, તેની સાથે તું રાંક બરાબરી કેમ કરી શકીશ વારૂં?" કીડીએ તે સરવ સાંભલી લઇને તેને જવાબ દીધો કે, "અલી સાંભલે છે? મોટા મોટાઓને ઘેર જઇને જમવામાં પ્રતીષ્ટા છે ખરી, પણ નોતરૂં હોય ત્યારેજ. તને તો લોક હાંકી કાઢે છે, તોપણ તું નીરલજ થઇને ભાણા ઊપરથી ઊઠતી નથી. તું રાજસભામાં જવાની, અને રાજાના ખભાં ઊપર બેસવાની મોટી વાતો બતાવીને કહેછે; પણ મને સારી પેઠે સાંભરે છે કે, એક દહાડો હું દાણો લઈ

ને ઘર ભણી જતી હતી, ત્યારે રસ્તા ઊપર તમારી જાતનો એકજણ એક એવા પદારથ ઊપર બેસીને મોં મટમટાવતો હતો, કે જે પદારથનું નામ પણ મોહોડે દેતાં કમકમાટ ઉપજે છે. વારૂં, તું કહે છે કે, દેહરામાં ઘણીવાર રેહુંછું, તેનું કારણ હું તને કહુંછું. તારે ઘરબાર મલે નહી, ને કંઇ કામ ધંધો નહી, તેથી તારો વખત જાય નહી, તે માટે તું દેહરામાં રહીને વખત ગુમાવે છે. અમારી પેઠે શ્રમ કરીને તું દાણાનો સંગ્રહ કરતો નથી, તેથીજ તારે ટાઢના દાહાડામાં ભુખે મરવું પડે છે; અને અમે ઊદ્યમ કરીયે છીયે, તેથી તે દાહાડામાં ખાઈ પીને હુંફાલાં ઘરમાં સુખે રહીએ છીયે.

## સાર.

ઊદયોગ નાના પ્રકારના છે. કેટલાક એવા છે કે, જેમાં કંઇ ફલ નથી. એવા ઉદ્યમો કરીને ખોટી બડાઇ માત્ર મેલવવી, અને બીજાને આપણે કંટાલો આપવો, એ ઠીક નહી. બીજા કેટલાક એવાછે કે, તે ઉદ્યમોકરનાર જયાં જાય ત્યાં સરવને ગમે. દંભને સારૂં જેઓ દેવની ભકતી કરેછે, તેમની તે ભકતી શા કામની ? જેને પોતાને ઘેર કુસ્કીનો રોટલો સરખો મલતો નથી, તેને મોટાની પંગતે મીષ્ટાન જમવાને મલયું, તેથી શા મોટાઇ? માટે તેજ માણસને મોટો જાણવો, કે જે ઉદયોગથી પોતે મેલવેલી સંપતીનું સુખ ભોગવે છે. જેને આળસનો કંટાલો, એવા પુરૂષને જો મોટી પદવી ન હોય, તોપણ તે સરવ માન્ય છે.

## વારતા ૨૭મી.

## ઘરડો કુતરો.

એક ઘરડા કુત્રાએ પેહેલાં પોતાની યુવાવસ્થામાં પુ-પકલ શીકાર કરીને ધણીની પ્રીતી મેલવી હતી. તે વખત ધણી તેનાપર લાડ કરતો, બેસીને પંપાલતો, અને તેને સારૂં સારૂં ખાવાનું આપતો હતો. પછી ઉમરે પોહોંચ્યો ત્યારે તે કુત્રાથી તેવી ચાકરી ન બની શકી. તેમ છતાં એક દ-હાડો તે ધણી સંગાથે શીકાર કરવા ગયો હતો; તહીં બરો-બરીયા કુત્રાઓની આગલ જઇને તેણે એક હરણને પગા પકડયો. પણ તેના મોહોડામાના કેટલાએક દાંત પડેલા હતા, અને બાકીના હાલતા હતા, તેથી પગ બરાબર પકડાયો નહી. તેથી પેલું હરણ ખેંચતાણ કરીને છુટી ગયું. તે જો-ઇને ધણીને ઘણી રીશ ચઢી, અને તેને મારવા માંડયો. તેને કુત્રો કહે છે, "અરેરે, જરા તો દયા રાખ. હું તારો જુનો ચાકર, એ તો કંઇ વીચાર કર. અરે, મેં હરણ પકડવામા મારાં મનથી કંઇ આલસ કરયું નથી; પણ મારો ઊપાય ચાલ્યો નહી, ત્યાં હું શું કરૂં? આ ઘડપણમાં મારાથી તારી ચાકરી થતી નથી, તેથી જો તને કરોધ આવતો હોય, તો મારી પહેલાંની ચાકરી ઊપર નજર રાખીને તે ઊતાર."

### સાર.

ઘણું કરીને ધણી લોકોની કૃતઘ્નતા એવી જણાય છે, કે જયાં સુધી આપણે તેમને કામ લાગીયે છીયે, ત્યાં સુધી તેઓ આપણા. તેમને લગાર નીરૂપયોગી થયા, એટલે પછી તેઓ આપણા નહી. એમજ કેટલા

એક અધમ પુરૂષ જેમના ઉપર આપણે ઉપકાર કરયોછે, તેઓ તે પાછળથી ન સંભારીને, હવેથી આપણે હાથે ઉપકાર થતા નથી, અથવા થોડા થાય છે, માટે આપણને ઊલટો અપકાર કરવા ચાહે છે.

---

વારતા ૨૮મી.

## સમડીનો માંદો છોકરો.

એક સમડીનો છોકરો ઘણા દીવસના મંદવાડથી બહુ પીડાતો હતો. તે સમયે તે પોતાનાં પુરવ કરમ સંભારીને ભારે ચીંતામાં પડયો. તે પોતાની માને કહે છે, "મા, કંઇ પણ માનતા, વરત, અપવાસ કે દેવ ભકતી કરીને ઇશ્વર પાસે મને કરાર થાય તેવું માગ." મા તેને ઊતર દે છે, "બાપુ ઇશ્વર તને કરાર કરશે, એવો ભરોસો મને આવતો નથી. તું આખા જનમારામાં હીંસાજ કરતો આવ્યો છે, અને ઇશવરને અરપણ કરેલા પદારથોની ચોરી કરવામાં તેં આઘું પાછું જોયું નથી. અને તે કરમનો તને કોઇ દહાડો પસઆતાપ થયો નથી, માટે કહે હવે તને કરાર થવા સારૂં હું દેવ પાસે કીયે મોહડે પ્રારથના કરૂં?"

સાર.

મારાથી પુષકલ દુસ્ટ કરમો થયાં છે, અને હવે મારી શી ગતી થશે? એવી ચીંતા મનમાં રાખીને મરતી વખત માહા ભય ન લાગે, એટલા માટે આપણે આજથીજ કેમ સાવધ ન થઇયે? અશાકત થયા, તેથી આગલ પાપ કરવાની શકતી રહી નહીં, એવી અવસ-

થામાં જે પશચાતાપ થયો, તે ખરે પશચાતાપ નહી. ખ-શ પશચાતાપ વીના ઇશવર ક્ષમા કરતો નથી. એ માટે જે પ્રાણી તે મુકતી ઇચ્છતો હોય, તેણે પ્રથમથીજ સાવધ થઇને પાપ કરવાથી દુર રેહેવું.

---

વારતા ૨૯મી.

## સસલાં અને દેડકાં.

એક સમયે પવનનું ભારે તોફાન થયું, અને તેથી સઘલાં ઝાડો ડોલવા લાગયાં, અને ભોંય ઉપર પડેલાં પાદડાં વગેરે ઊડવા માંડયાં. ધુલથી દશે દીશાએ અંધારૂં થઇ ગયું. તે જોઇને એક વાડામા સસલાં હતા, તે બીકથી ગભરાઇને નાઠાં. મહા મેહેનતથી વાડો કુદીને તેઓ બાહાર નીકલયાં, અને જીવ લઇને દોડેછે, તેટલામાં એક નદી આડે આવી. ત્યારે તેઓ કષ્ટ પામીને કહેછે, "અહો, હવે અવધી આવી! જયાં જઇએછે ત્યાં આપણી પાછલ આપદા વલગેલીજ છે. ત્યારે હવે આવા દુઃખમા દાહાડા કાઢવા કરતાં નદીમાં પડીને ડુબી મરવું, તે સારૂં." એવો સસલાંએ નીશ્ચય કરયો; અને તેઓ નદીને કાઠે ગયાં. તે નદીમાંના દેડકાં બાહાર નીકલેલાં હતાં; તેઓએ તેમને જોઇને પાણીમાં ભુસકા મારયા, અને તેઓ તલીએ જઇને બેઠાં. તે જોઇને એક ઘરડો સસલો, દેડકાં ભણી હાથ કરીને કહેછે, "અરે, આમ જુઓ! બીક તો સરવની પાછલ લાગેલીજ છે. જયારે એમ છે ત્યારે આપણે બીકથી ડરીને જીવ આપવો, તે કરતાં હીંમત રાખને જે દુઃખ આવી પડે તે સહીને સંકટની સામું કેમ ન

થવું? તે સાંભલી સઘલાંએ ધીરજ પકડી, અને ત્યાંજ તેઓ ઊભાં રહ્યાં, તથા થોડી વારે તોફાન મટયું ત્યારે તેઓ સ્વસ્થ થયાં.

### સાર.

કેટલાક લોકો નાનાં પરકારના ભય કલપોને, હાય હાય! કેમ થશે? શું કરોશું? એવી ચીંતામાં રાત દાહાડો ભટકયા કરેછે. તેઓ એમ જાણેછે કે, જેટલાં દુઃખો છે તેટલાં આપણીજ પાછલ છે, અને બધું જગત સુખી છે. પણ તેઓ જેને સુખી જાણેછે, તેમનાં દુઃખ જો તેઓ જોશે, તો તેઓ એમ જાણશે કે, આપણે જેવા છીએ તેવાજ સારા છીએ. ખરૂં જોતાં ઇશવરે પોતાના હાથે સરવને સુખ દુઃખ વેંહેચી આપ્યાંછે, માટે આપણે ભાગે જે સુખ દુઃખ આવે તે આપણે ધીરજ ધરીને ભોગવવાં.

---

## વારતા ૩૦મી.

---

## સીંહ અને ઊંદર.

એક સીંહ, ઉનાલાના દહાડામાં, જંગલમાં એક આંબાની શીતલ છાયામા લાંબો થઇ ઊંઘતો હતો. ઊંઘેલો જોઇ કેટલાક ઊંદર તેના શરીર પર કુદવા લાગયાં. તેથી તે જાગરૂત થયો, અને પકડવા જતાં એક ઊંદર તેના પંજામાં સપડાયો. તેને તે મારી નાખવાનું કરતો હતો, પણ ઊંદરે તેની પ્રારથના કરી કે, "મહારાજ! આપ મોટા, અને સરવ ચોપગાના રાજા છો. હું આપની આ-

ગલ છેક રંક પડયો, અને તેટલા માટે મારાં લોહીથી આપનો પંજો બગાડશો નહી. મને જીવતદાન આપવું એજ સ્વામીને ઘટેછે." તે સાંભળીને સીંહને દયા આવી, અને તેણે તેને છોડી દીધો. આગલ એક દાહાડો, તેજ સીંહ જંગલમાં ફરતાં, તેજ આંબા પાસે પારધોએ જાલ પાથરી હતી, તેમાં સપડાયો. તે વેલા તેણે પોતાનું જોર હતું તેટલું અજમાવ્યું, પણ છુટાયું નહીં. પછી નીરાશ થઇ તેણે તાણીને એક ચોસ પાડી. તે સાંભલતાજ પેલો ઉંદર તેની પાસે દોડતો આવ્યો, અને કહેછે, "મહારાજ ! બોહીશો નાહી. ધીરજ રાખજો." એમ કહીને તે ઉંદરે પોતાના દાંત વડે જાલની ગાંઠો કાતરીને સીંહને છુટો કીધો.

### સાર.

જેઓ મોટા છે તેમનું પણ, વખતે નાંનાઓને હાથે ભારે કામ થાયછે. એ માટે જેઓ આપણી સત્તા નીચે હોય છે, તેમના ઊપર આપણે પ્રીતીથી કૃપાજ કરતાં રેહવું. કોઇ વખતે નાનાને હાથે પણ ઉપકાર થાયછે. વૈભવ અને સત્તા સદા સરખાં રેહતાં નથી. એવી વાત જો છે, તો પછી આપણે સરવ લોકો સાથે સારી રીતે કેમ ન ચાલીયે ? આપણા ચાલતા ચલણમાં, જો આપણે લોકો પર ઊપકાર કરી મેલીયે, તો લોકો પણ આપણી પડતીના વખતમાં કામ આવે. સઘલાં કામ ન આવેતો તેઓમાંથી કોઇએક પણ એવો ભલો નીકલેજ નીકલે, કે જેની સાહયતાથી આપણાં સઘલાં સંકટ વેગલાં થાય.

---

## વારતા ૩૧મી.

# ઊંદર સાથે સીંહણનું લગન.

છેલી વારતામાં કહેલા સીંહ જાલમાંથી છુટા થયા પછી પ્રસંન થઇને પેલા ઊંદરને કેહેવા લાગયા, "અરે! તારા હું મોટા આભારી થયા, માટે હવે તારે જે જોઇએ તે માગ. હું તે આપીશ." તે સાંભलીને ઊંદર ફુલાયા, અને પોતાની યોગ્યતા શી? માગવું શું? એના વીચાર ન કરતાં, સીંહ પાસેથી એવું વરદાન માગવા લાગ્યા કે, "મહારાજ! જે અરથે આપ રાજી થઇને, જોઇએ તે માગ એમ કહોછો. તે અરથે હું પણ શરમ ન રાખતાં યાચના કરૂંછું કે, મને આપની કનયા આપો." આ સાંભલતાંજ સીંહને ઘણું માઠું લાગયું. પણ શું કરે? વચને બંધાયા, એટલા માટે તેણે પોતાની દીકરીને ઊંદરને હવાલે કરવાને બોલાવી. તે જોબનની ધુંનમાં ચાલી આવતાં, તેણીના એક પગ ઊંદરના ઊપર પડયા, તેથી તે તતકાલ મરણ પામયા.

### સાર.

આપણામાં સારાસારના વીચાર ન હોય, અને મનમા જે તે પદારથ ઇચ્છીયે, તો પરીણામે દુ:ખમાં પડીયે. જેને સારાસાર વીચાર નથી, તે કદાપી ચક્રવરતી રાજા હોય, તોપણ તે પોતાને સુખી કરી શકતો નથી. તે રાજા છતાં રંકની પેઠે દુ:ખ ભોગવે છે, અને રંક હોય તે સારાસાર વીચાર વડે રાજાના જેટલું સુખનું સુખ ભોગવે છે. સારાસાર વીચારનું લક્ષણ એજ કે, હું કોણ? મારી યોગ્યતા શી? મારૂં ગુજરાન કેટલા વડે થશે? ઇતયાદીક વીચારોને જે કરવાનું હોય તે કરવું.

## વારતા ૩૨મી.

# અરણ્ય અને કઠીયારો.

એક કઠીયારો એક દાહાડો રાનમાં ફરતાં આસપાસ જોઇને શોક કરવા લાગયો. તેને એદ કરતો જોઇ ઝાડોએ પુછયું, "તારે શું જોઇયેછે? તું શા માટે રડેછે?" તેણે જવાબ દીધો કે, "મારી કુહાડીને હાથો નથી, તે માટે નાનો સરખો એક લાકડાનો કડકો મને મલત તો સારૂં થાત." આ ઉપરથી બધાં ઝાડોએ મલી વીચાર કરયો, અને તે માણસને સારો ચીકણો આમલીનાં લાકડાનો એક કડકો કાઢી આપ્યો. તે કઠીયારે પછી તેને કુહાડીમાં ઘાલીને નાંના મોટાં જેટલાં ઝાડ તે અરણ્યમાં હતાં, તે સઘલાં વાઢી નાખયાં. આવી રીતે ઝાડોનો નાશ થતો જોઇ એક સાગનું ઝાડ બીજાં ઝાડોને કહેછે, "યારો! આપણે આપણો નાશ પોતાના હાથથીજ કરાવ્યો. એમાં બીજા કોઇનો વાક નથી."

સાર.

શત્રુની દયા આણીને વગર વીચારે જે તેને સહી યતા કરેછે, તે અંતે દુઃખ પામેછે. શતરૂ ઉપર ઊપકાર કરવો અને અપરાધની ક્ષમા કરવી, એવું મોટા માણસો ઇચ્છે છે; પણ જેથી તે બલવાન થાય અને ઊલટો આપણને ઉપદરવ કરી શકે, તેમ કરવામાં આપણી મુરખાઇ છે.

## વારતા ૩૩મી.

## ઘોડો અને સાબર.

એક ઘોડો અને એક સાબર એક બીડમાં નીત્ય એકઠાં ચરતાં હતાં. એક દીવસ બંનેની વચ્ચે બોલાચાલી થઇ. સાબરે પોતાનાં શીંગડાંને બળે ઘોડાને બીડની બાહાર કાઢી મેલયો. આથી સાબરને સજા કરાવવા સારૂં ઘોડો માણસ કને ગયો; અને પોતાનું ઉપરાણું કરવા માટે તેની પ્રાર્થના કરવા લાગયો. પેહેલાં તો માણસે તેની પીઠ ઊપર પલાણ માંડયું, મોહોડામાં લગામ ઘાલી, અને ઉપર ચહડી બેઠો. પછી તેને આમ તેમ ફેરવી જોતાં પડખા ઉપર બે ચાર ફટકા પણ લગાવ્યા. ઘોડાએ તે સઘલું સહીને માણસને હાથે સાબરનો નાશ કરાવ્યો. અને પોતાનું કામ પાર પડયા પછી માણસને તે કહેછે, "હે ભલા માણસ ! મારૂં કામ થયું, હું તારો બહુ ઉપકારી થયો. હવે આ પલાણને લગામ ઊતારી લઇ મને જવા દે." તે સાંભલીને માણસ તેને જવાબ આપે છે કે, "અલ્યા, તું આટલો કામનો છે એ હું અગાઉ જાણતો ન હતો. હવે તું આ બંધનમાંથી છુટીશ, એમ મને જણાતું નથી.

### સાર.

કોઇને શિક્ષા કરાવવા સારૂં બીજાને શરણ જતા પેહેલાં ઘણો વીચાર કરવો. એકવાર જોરાવરના કબજામાં આવી પડયા, એટલે પછી તે શરણાંગતને છોડશે કે નહી, તેનો ભરૂસો નથી.

## વાંરતા ૩૪મી.

# ગામડયો ઊંદર અને શેહેરી ઊંદર.

એક સાદો ભોલો ગામડીયો ઊંદર હતો, તેને મલવાને દેખીતો સુંદર, પુષ્ટ, એવો એક શેહેરી ઊંદર એક દીવસ આવ્યો. આ બંને ઉંદરોની વચ્ચે જુનું ઓલખાણ હતું તેથી ગામડીઆ ઉંદરે પરોણાની ઘણી સારી આગતાસ્વાગતા કરી. જે પદારથ તેના ઘરમાં તઇયાર હતાં, તે તથા પાસેનાં ખેતરમાંથી કુમલી કુમલી ઘઊંનો ઊંબીયો, તથા તાજી તાજી વટાણાની શીંગો, કંઇ રોટલાના કડકા વગેરે શેહેર-ઉંદર આગલ તેણે આણી મુકયા. એ પ્રમાણે ગામડામાં જે જે નાણસો હતી, તે તે તેણે પોતાની મેહેનતથી મેલબી હાજર કરી. પણ શેહેરી ઉંદરને તેમાંથી કંઇ ભાવ્યું નહી. પછી તે ગામડીયા ઉંદરને કહેવા લાગ્યો, "મોટા ભાઇ! મને રજા આપો તો હું જરા મન ખોલીને વાત કરૂં. અહો! આવી નઠારી જગામાં તમે શી રીતે રેહો છો? આ જંગલ, અહીં આસપાસ ઘાસ, ઝાડવા, ડુંગરા, અને પાણીના વેહેલા, એ શીવાએ બીજું કંઇ દ્રષ્ટીએ પડતું નથી. આ પંખીયોના કલબલાટ કરતા માણસના શબ્દ સારા નહી શું? આ ઉજડ રાન કરતાં રાજધાની સારી નહી કે? હું કહું છું તે ખરૂ માનો, અને આ જંગલ છોડી મારી સાથે શેહેરમાં ચાલો. ત્યા તમે ઘણા સુખી થશો. આ મરતલુ લોકમાં ક્ષણભંગુર જીવતર સમજી જે ક્ષણ જાય તે આનંદમાં કાઢવી." એવી એની બડાઇની વાતો સાંભલીને ગામડીયા ઉંદરને મોહ લાગ્યો. પછી તે બંને તહીંથી નીકલ્યા; તથા રાત પડી ત્યારે તેઓ એક નગરમાં પેઠા. આગલ ચાલતાં તેમણે એક મોટી

હવેલી દીઠી, જેમાં આગલે દહાડેજ લગ્નનો સમારંભ થયો હતો. તે હવેલીમાં જઇને તેઓ ભંડારમાં પેઠા; ત્યાં ભાત ભાતનાં પકવાનો ભરેલાં હતાં, અને કોઇ માણસ ન હતું. તે જોઇને ગામડયા ઉંદરને અતી આનંદ થયો. આ જોઇ શેહેરી ઉંદર તેને કહે છે, "ભાઇ, આપ આ ઓરડાની વચમાં બેસો, અને હું એક વાની લાવી તમારી આગલ મુકું તે ચાખીને મને તેનો સ્વાદ કહેતા જજો." પછી પેલો શેહેરી ઉંદર ત્યાં જેટલાં ફલ પકવાન અને મેવા હતાં, તેઓમાંથી એકેક પદારથ અનુક્રમે પોતાના પરોણાને લઇ જઇને આપે, તે પેલો ચાખીને આંખો મીંચીને, "આહાહા! શો મીઠો છે!" એમ કહીને તેનાં ઘણાં વખાણ કરે. એ પ્રમાણે એક ઘડી સુધી તેમણે આનંદમાં વખત ગુજારયો. એટલામાં પેલી મેરથી કોઇ ભંડારનું બારણું ઉઘાડવા લાગ્યું; તે સાંભલતાંજ બંને જણા કુદીને એક ખુણામાં લપાયા. તેટલામાં બે મોટા માતેલા બિલાડા પણ ત્યાં આવ્યા. તેમણે મોટો ભયંકર શબ્દ કરયો; તે સાંભલીને ગામડીઆ ઉંદરનું હઇયું બીકથી ધબકીને ઉછલવા લાગ્યું. પછી તે હલવે રહીને શેહેરી ઉંદરને કહે છે "ભાઇ આવું જો તારાં શેહેરનું સુખ છે, તો તે તને તારૂં અક્ષય રેહો! મને તો મારૂં ગામડું સારૂં. તહીંના ખેતરની શીંગો મારે બસ છે, પણ રાત દહાડો જીવને તાલવા પર રાખીને મારે પકવાન ખાવા નથી."

### સાર.

નીરવાહ જેટલુંજ માત્ર ધન, ભોજન, ઘર તથા સરસામાન એ બધું સાદું હોય, અને તેમની સાથે જો નીરાંત હોય, તો તેમાં સુખ છે; પણ સંપતી બોહોલી,

ભોજનમાં પકવાનો, રેહેંવાને મેહેલો હોય, અને જો નીરાંત ન હોય, તો તેમાં ખરૂં સુખ નથી.

---

વારતા ૩૫મી.

## ઊંદર અને ગરોલી.

એક ભુખે સુકાયલો ઊંદર મહા પ્રયત્નથી એક અનાજના કોઠારના એક ખુણામાં કાણું પાડી તેમાં પેઠો. ત્યાં કેટલાક દહાડા સુધી સારી પેઠે દાણા ખાઇને તે પુષ્ટ થયો. એક દહાડો તેણે કોઠારમાંથી બહાર નીકલવાની બહુ મેહનત કરી; પણ જાડો થયો હતો તેથી તેનું શરીર પેલાં કાણામાં થઇને બહાર નીકલી શકે નહી. તે જોઇને પાસે એક ગરોલી હતી, તે તેને કહે છે, "ભાઇબંદ, જો તું આમાંથી મુક્ત થવા ઇચ્છતો હઉં; તો એનો ઊપાય એકજ છે કે તું પેહલાં જેવો સુકાયલો હતો, તેવો થા; એટલે હું ધારૂ છું કે, અંહીથી નીકલી શકીશ."

સાર.

જે ગરીબીમાંથી પૈસાદાર થયો, તેને ઘણું કરીને ગરીબીનાં સુખો ભોગવવાને મલતાં નથી. ગરીબીમાં જે સુખ છે, તે શ્રીમંત પણામાં નથી. પઇસાદારની પાછલ અનેક લફરાં લાગેલાં હોય છે જે ગરીબોને નથી. ત્યારે તે લફરાંથી જે કાયર થાય તે સંપતીથી પણ કાયર થયો સમજવો જોઇયે.

---

## વારતા ૩૬મી.

## પેટ અને અવયવો.

એક સમયે રોમ શેહરમાં એવું બન્યું કે, વારંવાર શત્રુઓ સામે લડાઇઓ કરવી પડી અને તેથી સરકારને નાણાંની ઘણી તંગી પડી. સરકારના માથાપર કરજનો જે ભાર વત્તો થતો આલ્યો, તે ઓછો કરવા સરકારે રઇયતપર વેરા નાખ્યા. પણ તે પઇસા આપવા નહી, એવો નીશ્ચય કરી પ્રજા શેહેર બહાર નીકલી પડી. તે સમયે સરકારે મેનેન્યસ આગ્રીપ્પા નામે કોઇ કારભારી હતો, તેને તે લોકોને સમજાવવા માટે મોકલ્યો. તેણે નીચેની વાત તેમને કહી સંભળાવી, અને તેવી રીતે શેહરમા લોકોને પાછા ફેરવ્યા. તે બોલ્યો, મીત્રો ! મારી વાત સાંભલો–

એક સમયે હાથ પગ ઇત્યાદી અવયવો પેટે કરેલાં કંઇ એક કામ ઉપર રીસાઇને વીચાર કરવા લાગ્યા કે, "આપણે મહા મેહનત કરીને જે પેદા કરીયે છીયે, તે આ પેટ નકામું બેઠું બેઠું ખાય છે, એ ઠીક નહી." જીભે મોટી જુગતીથી અવયવોનાં દુ:ખો મીઠું મરચું ઘાલી બનાવીને વર્ણવ્યાં. તે બોલી, "અરે! આ હાથ પગ મેહનત કરીને, કષ્ટ વેઠીને, જે કંઇ મેળવે છે, તે સઘલું આ પેટ ગળી જાય છે. તે કંઇ કામ કરતું નથી, અને તેનાથી આપણને કશો લાભ નથી. તેમ છતાં, આપણેજ હંમેશાં એનું પુરૂં કરીયે, એ આપણા ઊપર મોટો જુલમ છે." સરવ અવયવોએ જીભનું ભાષણ સાંભલી તેને સાબાશી આપી. હાથ તરતજ બોલ્યા, "આજ પછી પેટને સારૂ કંઇ પણ કામમાં અમે આંગલી

પણ લગાડીશું નહી." પગ બોલ્યા, "આ પેટનો ભાર આજ સુધી અમે સેહેતા આવયા, પણ તે હવે સેહેનાર નથી." દાંત બોલયા, "તેને સારૂ હવેથી અમે એક દાણો પણ ચાવનાર નથી." એ પ્રમાણે તેમનું ભાષણ સાંભલીને પેટ બોલ્યું, "ભાઈઓ! તમે એવું ગાંડાપણું કરશો નહી! જે કરો તે વીચારીને કરજો. તમે મને જે કંઈ આણી આપો છો, તે હુંજ માત્ર ભોગવું છું એમ નથી. તમારા સર્વના પોષણ અર્થે હું જયાં ત્યાં તે વેહેંચી આપું છું." પેટે એ રીતે સમાધાન કરવાનો જે યતન કર્યો, તે નીષ્ફલ ગયો. જેમ રીતે કામ ક્રોધાદીકના આવેશ આગલ વિવેકનું ઝાઝું ચાલતું નથી તેમ. છેલ્લે અવયવો પાસેથી પેટને કંઇ મલે નહી, તેથી પેટ છેક ખાલી પડીને હાડકાંના પિંજર જેવું થયું, તેમજ પેટ પાસથી અવયવોને પોષણ ન મલયું તેથી તેઓ પણ ગલીને અશક્ત થયા. જયારે તેઓની એવી અવસ્થા થઇ તયારે તેમને પશ્ચાતાપ થયો, અને પેહેલાંની પેઠે પેટને માટે સહુ પોત પોતાની વેઠ કરવાને રાજી થયા. પણ તેઓ એટલા તો નબલા પડી ગયા હતા કે, પછીથી તેમનાથી કંઇ કામ થયું સહુ નહી. અંતે તેમના અવિચારીપણાથી સઘલું શરીર નાશ પામયું.

## સાર.

રઇયતે સરકારને વેરાના પૈસા આપવાનો ઇનકાર કરવો, એ એક મુરખામી છે. રઇયત સરકારને પઇસા જો ન આપે, તો રાજાથી પ્રજાનું રક્ષણ થાય નહિ, અને તેથી ધોલે દીવસે લુટારા, લોકનાં ઘરબાર લુટી જાય તથા તેમની સામે થનારાના વખતે પ્રાણ પણ લે. એમ થવાથી રાજા અને પ્રજા બંનેનો મોડો વહેલો સંગાથે નાશ થાય,

## વારતા ૩૭મી.

## લાવરી તથા તેણીનાં બચ્ચાં.

એક લાવરી ખેતરમાં માળો બાંધીને રેહેતી હતી. તે ખેતર પાકયું ત્યારે તેણીને ચીંતા થઇ, ને મનમાં વીચારવા લાગી કે, મારાં બચ્ચાંને પાંખો ફૂટે અને સારી પેઠે ઊડવા શીખે ત્યાર પેહેલાં જો ખેતરની કાપણી થશે, તો કેમ થશે? પછી તે નીતયે બાહાર ચારો લાવવાને જાય, ત્યારે બચ્ચાને એવું કેહેતી જાય કે, " મારા ગયા પછી કોઈ શું કહે છે તે સઘળું સાંભળી હું ઘેર આવું ત્યારે મને કહેજો." એક દાહાડો ખેતરનો ધણી ખેતરમાં આવીને પોતાના છોકરાને કહે છે, "દીકરા હું ધારૂં છું કે, આ ખેતર હવે કાપવા જોગ થયું; માટે તું કાલે સવારે જઇને આપણા ઓળખીતાઓને તથા પડોસીને વીનંતી કરજે, કે તેઓ કાપણી કરવાને આપણી મદદે આવે." તે ખેતરવાળાએ છોકરાને જે કહયું તે બચ્ચાએ તેમની મા ઘેર આવી ત્યારે તેણીને કહ્યું; અને તેણીની આગળ પાછળ કીલકીલ કરીને કહેવા લાગ્યાં કે, " મા, હવે તું અમને આહીંયાંથી વેહેલી બીજે ઠેકાણે લઇ જા." મા બોલી "છોકરાંઓ, ધિરજ રાખો, કેમકે ખેતરવાળાએ ખેતર કાપવાનો ભરૂસો પડોશી તથા ભાઇબંધો ઉપર રાખ્યો છે, તેથી મને પકકું લાગેછે કે, કાલે કાપણી ઘણું કરી થવાની નથી." બીજે દહાડે લાવરી બાહાર જવા નીકળી, તયારે તે બચ્ચાંને પેહેલાંની પેઠે કહેતી ગઇ. તે ઉપરથી તેઓ ખેતરવાલો શું બોલે છે તે સાંભળવાને ટાંપી બેઠાં હતાં. એટલામાં પેલો ખેડુત, જે પાડોસીઓની વાટ જોતો બેઠો, પણ તેમનામાંથી કોઇ આવ્યું નહી હતું, તે બપોર થવા આવ્યા જોઇ પાછો પોતાના

છોકરાને કહે છે, “ અરે ! ભાઇબંધ પડોશીનો વિશ્વાસ રાખવો કંઈ કામનો નથી. દીકરા ! હવે તું એમ કર કે, આપણાં સગાંને પ્રાર્થના કરીને કહે જે કે, મારે માટે તમે સવારે આમુખા આવીને કાપણીમાં મદદ કરજો.” તે સાંભલીને બચ્ચાં બહુ બીન્યાં, અને તેમની મા આવી એટલે તેઓએ તેણીને, જે સાંભલ્યું હતું તે કહ્યું. તેણી બોલી, “ છોકરાંઓ ! જો એટલુંજ થયું છે, તો બાકીશો નહી; કેમકે સગાંવાહાલાં ફીકર રાખીને તેને કંઇ કામ લાગશે એ ફાંફાં સમજવા. પણ આવતી કાલે પાછો તે જે બોલે તે ચોખા દઇને સાંભળજો, અને મને કહેજો” બીજે દહાડે ખેતરવાલો આવીને ઘણીવાર સુધી સગા વહાલાંની વાટ જોઇને બેસી રહ્યો, પણ જયારે તેઓમાંથી કોઇ આવ્યું નહી, ત્યારે પાછો તે છોકરાને કહે છે, “ કંઈ ફીકર નહીં, દીકરા! તું કાલે સવારે બે દાતરડાંની ધાર ઊતરાવી મુકજે. આપણેજ આપણી જાતે કાપણી કરીશું.” એ ખબર બચ્ચાંએ લાવરીને કહી, તયારે તે બોલી, “ છોકરાઓ, હવે અહીંયાં વધારે રહેવું જોખમ ભરેલું છે. કેમકે, જે માણસ પોતાનું કામ પોતે જાતે કરવાને તતપર થાય છે, તે ઘણું કરી પાર પાડયા વીના રહેતા નથી. પછી તેણી પોતાના બચ્ચાંને તહીંથી તેજ ક્ષણે ખસેડી બીજી નિરભય જગ્યાએ લઇ ગઇ. બીજે દાહાડે ખેતરવાલો તથા તેનો છોકરો બંને આવ્યા, અને તેમણે ખેતરની કાપણી કરી.

**સાર.**

**જે કામ આપણી જાતે કરી શકાય તે કરવાનો ભરોસો સગાં, ભાઇબંદ, કે પડોશીના ઊપર રાખવો નહી. જે પુરૂષ તેવો ભરોસો રાખે છે, તેને બમણું નુકશાન**

થાય છે; એક તો મુર્ખની પેઠે તેમની વાટ જોતાં તેને ખોટો થવું પડે છે, અને બીજું એ કે, તેમણે હા કહયા છતાં આવ્યા નહી તેથી ચિત્તમાં સંતાપ થાય છે. તેટલા માટે જે પોતાના કામનો ભરોસો ઘણુંકરી પોતાની ઉપર જ રાખે છે, તેનું કામ સફળ થાય છે, અને કદાચીત તે નિષફળ થયું તોપણ પોતાના મનનું સમાધાન તે એવી રીતે કરી શકે છે, કે મેં મારી તરફથી મેહેનત કરવામાં આળસ તો કર્યું નથી, છતાં તે ન બન્યું, તેમાં મારો શો વાંક ?

---

## વારતા ૬૮મી.

## છોકરાં રાખનારી અને વરૂ.

એક વખત રાત્રે, એક હઠીલું છોકરૂં, રડી રડીને ઘણું કંકાશ કરતું હતું. તેને છાનું રાખવા માટે દાઇએ ઘણી રીતથી સમજાવ્યું, પણ તે રડતું રહ્યું નહી. છેલ્લે તેણીએ તેને કહ્યું કે, “જો તું છાનું રહીશ નહી, તો તને બારણે વરૂ આવયું છે તેને આપી દઇશ.” એવું બન્યું કે તે સમયે એક વરૂ બારણે ખરેખાત આવયું હતું. તેણે તે બોલ સાંભળ્યા; અને તે બાયડી તેણીનો બોલ પાળશે, એવા ભરોસે વાટ જોતું ઘણીવાર સુધી ત્યાં બેસી રહ્યું. છોકરૂં રડી રડીને થાકયું ત્યારે ઊંઘી ગયું; અને બાપડાં વરૂને ભુખ્યા પેટે પાછું જંગલમાં જવું પડયું. રસ્તામાં તેને એક શીયાળ મળ્યું, તેણે પુછયું, “ભાઇ! તારી શી ખબર છે? આજ તારા પગ ઢીલા કેમ?” વરૂએ ઊત્તર આપ્યો કે, “યાર! તે વાત કંઇ પુ

છીશ નહી. હું ઘેલું, તેથી એક બાયડીનું બોલવું ખરૂં માનીને ઠગાણું."

સાર.

કેટલાંક માણસની ચાલ એવી હોય છે કે, મનમાં કંઇ કરવાનું ન હોય, ને કહી બતાવે તેથી કંઇ જુદુંજ. માટે કેવળ તેમના શબ્દો પર ડાહયાં માણસોએ વીશવાસ રાખવો નહી. બોલનાર માણસ કહેછે તે પ્રમાણે કરશે કે નહી, તેનો પક્કો વીચાર કરીને પછીથી વીશવાસ રાખવો હોય તો રાખવો.

---

વારતા ૩૯મી.

## કાચબો અને ગરૂડ.

એક કાચબો ભોંયઊપર ચાલતાં ચાલતાં કંટાળવાથી તેના મનમાં એવુ આવ્યું કે, આકાશમાં રહીને સરષ્ટિનો ચમતકાર કેવો દેખાયછે તે જોવો. તેથી તેણે પક્ષીઓને કહયું કે, "જો કોઇ મને આકાશ પંથે ફેરવશે અને સૃષ્ટિનાં કૌતક દેખાડશે તેને પુરૂથવીના પેટમાં રતનોની ખાણો જે મને માલમ છે, તે હું બતાવીશ. ગરૂડ પક્ષીએ તેની શરત સ્વીકારી અને આકાશમાં કાચબાને ઊચકી જઇ તયાંથી પૃથ્વીઊપરના સઘલા ચમતકાર તેને દેખાડયા. પછી તેને પુછવા લાગયો કે, "હવે તારા રતનોની ખાણો કયાં છે? તે તું મને દેખાડ." તે વખત કાચબો બાવરો બની જઇ ગાંડાનો વેશ લઇ બેઠો. તે જોઇને ગરૂડને કરોધ આવયો અને તેણે તેની ડોકમા નખ ઘોચીને તેને મારી નાખ્યો.

સાર.

કહયા પ્રમાણે જે માણસ કરે નહી, તો તેમાં હાની છે. મોટો માણસ હોય તો તેની આબરૂ જાય, સાધારણ ની આબરૂ જાય અને ઉલટો તે આપદામાં આવી પડે, અને જે કેવલ લબાડ બોજાને ઠગવા ઇચ્છે છે, તેનું તો બધુંએ જાય, એટલે વખતે તેનો જીવ પણ જાય.

---

વારતા ૪૦મી.

## વાયુ અને સુર્ય.

એક વેલા વાયુ અને સુર્ય એ બંનેમાં વઢવાડ થઇ. વાયુ કહે, "મારૂં બલ વધતું;" તો સુર્ય કહે, "મારૂં વધતું. એટલામાં એક વટેમારગું ધાબલી ઓઢીને તેમની પાસેથી જતો હતો, તેને જોઇને તે બંને જણાએ એવો તોડ કાઢયો કે, જે એના શરીર ઉપરની ધાબલી ઉતરાવે તે વધારે બલવાન. વાયુ પેહેલાં પોતાનું બલ અજમાવવા આગલ થયો. તે જેમ જેમ ધાબલી કઢાવવા સારૂં જોરથી વાવા લાગ્યો, તેમ તેમ વટેમારગુએ અંગ સાથે જોરથી દાબી રાખી. અંતે વાયુ થાકયો. પછી સુર્ય આગલ આવ્યો. તેણે પેહેલ વેહેલાં એમ કરયું કે, આકાશમાં જે ટાઢના આભલાં પ્રસરાયલા હતાં, તેમને વીખેરી નાંખ્યો ટાઢને નસાડી. પછી હલવે હલવે પોતાનાં કીરણો પેલા વટેમારગુના શરીર ઉપર પાડયાં, તેથી કેટલીક વારે તાપથી વ્યાકુલ થઇને તે ગભરાયો. અંતે જયારે ઉકલાટ ઘણો થયો ત્યારે તેણે શરીર ઊપરની ધાબલી કાઢી નાખી, અને તે પાસે ઝાડની ઘટા હતી તેની શીતલ છાયામાં જઇને બેઠો.

સાર.

પરમેશવરે માણસ માત્રનો સ્વભાવ એવો કરયો છે કે, બીજાનો બલાત્કાર કે જોર જુલમ તેનાથી સહેવાયજ નહી. તેટલામાટે આપણે બીજાની પાસથી એકાદો વાત કરાવવાનો જેટલો જેટલો જોરજુલમ તેના ઊપર કરવા માંડોએ છીએ, તેટલો તેટલો તે વાત ન કરવા સારૂં આપણે તેના મનમાં આગ્રહ માત્ર દઢ કરીએ છીએ. કડવા કડવા બોલ અને ધમકી સામા માણસના હૃદયને પજવીને જેમ હઠીલું કરે છે, તેમ મીઠા બોલ અને ભલાઇ તેને પીગલાવીને શીખામણ સાંભલવા સારૂં વધારે અનુકુલ કરે છે. જેણે ઘણા દીવસના અભ્યાસથી કોઇ એક વાતની હઠ લીધી હોય છે, તેની તે વાત આપણે જો બલ કે સતા વાપરી કાઢી નખાવવાને પ્રયત્ન કરીયે, તો પોતાનો પ્રાણ આપીને પણ સ્વઆગ્રહ ઝાલી રાખવાનો તેને અભીમાન ચઢે છે. સારાંશ એ કે, વારતામાં કહેલા વાયુની પેઠે જે વોરોધી ઉપચારો વાપરે છે, તે કંઇ પણ અસર ન કરતાં સામાં તે માણસને પોતાનું મત દૃઢ રાખવાને ઉસકેરે છે; અને જે સુરયની પેઠે સુખદાયક, કોમલ ઉપચાર અજમાવે છે, તે ઇચ્છોત કારય પાર પાડે છે.



## વારતા ૪૧મી.

# સિંહનો વેષ લેનાર ગધેડો.

એક ગધેડાને સિંહનું ચામડું જડયું, તે તેણે પોતાના શરીર ઉપર ઓઢયું. પછી તે અરણ્યમાં ચરવાની જગ્યાએ જતાં તેને જોઇ ભયથી સઘલાં જનાવરો નાસી ગયાં. એક વાર તેનો ધણી આવ્યો, તેને પણ તે બિહવડાવવા લાગ્યો. પણ લાંબા કાન જોઇને તેના ધણીએ તેને ઓળખ્યો, કે આ તો તેનો ગધાડો છે. પછી હાથમાં એક ધોકો લેઇ તે ગધાડાની પીઠ હલવી કરતાં તે તેને કહેછે કે, "તેં સિંહનું ચામડું ઓઢયું છે, તોપણ હું જાણું છું કે, તું ગધાડો છે."

### સાર.

જે કોઇ પોતાનામાં યોગયતા ન છતાં, શુરવીર, સાધુ કે પંડીતનો વેષ દેખાડે, તે રંક અજ્ઞાન લોકોને ફ-ક્ત છેતરી શકે છે. પણ જ્ઞાતા જોડે તેમનો મેલાપ થ-તાં તેમનું ખરૂં સ્વરૂપ પોતાની મેલે ઉઘાડું પડી જાય છે.

## વારતા ૪૨મી.

# દેડકો અને શિયાળ.

બહુબોલો નામે એક દેડકો હતો. તે એકવાર તલાવ-માંથી બહાર નીકલી એક ઉંચી જગ્યા ઉપર જઇને બેઠો. ત્યાંથી મોટા સ્વરે સઘલાં સાવજોને હાંકો મારીને તે કહેવા લાગ્યો, "અરે સાંભલો છો! હું મોટો પ્રવીણ વૈદરાજ છું.

કોઇને ગમે તેવો ભયંકર રોગ હોય, તોપણ મને તે મટાડતાં આવડે છે." વલી તે પોતાની પંડીતાઈ બતાવવા સારૂં શાસ્ત્રોનાં કેટલાંક વચન પણ સંગાથે કહેવા લાગ્યો. સાવ જોથી તેમનો અર્થ સમજાયો નહી, પણ તેઓએ એટલું તો માન્યું કે, તે કોઈ મોટો જાણ વૈદ છે ખરો. પછી તે જે જે બોલતો ગયો તે સાંભલીને સરવ સાવજો માથાં હલાવતાં ગયાં. પણ તેઓમાં એક શીયાળ હતું, જેનાથી આ સેહેવાયું નહી. તેણે શીશ ચઢાવીને દેડકાને કહ્યું, અરે " મુર્ખા તારૂં ડાચું બેહેલું છે; તારૂં આખું શરીર ડાઘાથી ભરેલું છે; તારા મહોડાપર કંઈ તેજ દેખાતું નથી; તેમ છતાં બીજાનો રોગ મટાડીશ, એવું કહેતાં તને શરમ નથી આવતી?"

## સાર.

જેનાથી પોતાના દુરગણ દુર થઇ શકતા નથી, તેણે બીજાના અવગુણો કહાડવાની વાતમાં પડવું નહી. જે માણસ બીજાને શીખામણ આપે છે, તેની વરતણુક પેહેલાં તો એવી સરળ જોઇએ કે, તેના વીશે કોઇને શંકા રેહેજ નહી. એમ થાય, તોજ તેની સીખામણ માન્યામાં આવે. બીજાના જે દોષ માટે શીખામણ આપાયે, તેજ દોષો જો આપણામાં હોય, તો બીજાઓને તેવી શીખામણ સાચી લાગશે નહી, એટલુંજ નહી પણ તે માટે તેઓ આપણી સામી ચેષ્ટા કર્યા વિના રહેશે નહી.

## વારતા ૪૩મી.

---

## કડકણો કુતરો.

એક માણસની પાસે કુતરો હતો, તે અજાણ્યાં માણસોપર ધસી જઇ જેને તેને કરડતો હતો. તે માટે તેના ધણીએ તેના ગલે એક ડેહેરો બાંધ્યો હતો; તેથી તે કુતરાએ મોટી પ્રતીષ્ટા થએલી જાણી અને આસપાસનાં કુતરાંને ધીકકારવા લાગયો, અને તેમને પોતાની પાસ ઊભાં રેહેવા દે નહી. ત્યારે તેઓમાં એક ઘરડો કુતરો હતો, તેણે તેને કહયું "ભાઇ, તું તારા ગલામાં ઘાલેલી વસ્તું ઉપરથી, પોતાની નાતમાં તારી જાતને સઉથી મોહોટી ગણતો હુઇશ, તો ગણ; પણ જેણે એ વસ્તુ તારા ગલામાં નાંખી છે, તેણે પ્રતીષ્ટાની એંધાણી, સમજીને તે બાંધી નથી, પણ અપ્રતીષ્ટાની એંધાણી તરીકેજ બાંધી છે."

### સાર.

ખોડવાલા કેટલાક લોક એવા અભીમાની અને અલ્પ બુદ્ધિના હોય છે કે, તેમને ઓલખવાની એકાદી જે એંધાણી તેઓનામાં ઇશ્વરે મુકેલી હોયછે, તેનો પોતાના મનભાવતો અર્થ કરીને તેથી પોતાની મોટાઇ દેખાડવા માગેછે. જેને ચારમાં સારૂં બોલતાં આવડતું નથી, જેનું ભાષણ સાંભલીને લોકો હસે છે, તે તેનું કારણ દુરબુદ્ધિથી એવું માને છે કે, મારી બુદ્ધી ઘણી ઉત્તમ છે. જે માણસ સાથે તેની મુર્ખાઇને લીધે કિંવા કાયરતાના લીધે લોકો સંબંધ રાખતા કે બાંધતા નથી, તે ઘણુંકરી પોતાની બ્ર

મીને એવી રીતે ઢાંકે છે, કે મારૂં તેજ તથા પરાક્રમ લોકો થી સેહેવાતાં નહી હોવાથી તેઓ પાસે આવી શકતા નથી.

વારતા ૪૯મી.

## જુપીતર અને ઊંટ.

એક વખત એક ઊંટે ઘણા કાલાવાલા સાથે જુપીતર દેવની પ્રારથના કરી કે, "હે દેવ! જેવા ગાય, ભેંસ, બલદ, આદી સર્વ પશુઓને તમે શીંગડાં આપ્યાં છે, તેવાં મને કેમ આપ્યાં નહી? કે જેથી હું મારૂં રક્ષણ ખતરૂથી કરી શકત." જુપીતર તેને કહે છે, "અરે મુરખ, તને જે મેં આપ્યું તે વીચાર કરીનેજ આપ્યું છે, માટે તેમાં તારે રાજી રેહેવું. તેમ ન કરતાં બીજાં પશુઓને જે આપ્યું છે તે તું માગે છે, તો તને તારી તૃષ્ણા તથા અસંતોષની એ શીક્ષા કરૂં છું કે, તારા કાન લાંબા છે તે ટુંકડા થશે; અને આજથી તું કંઠાળ કહીશ."

સાર.

આ જગતમાં પરમેશ્વરે જેને જે નીરમી આપ્યું છે, તે ઠીક છે. તેમ છતાં મલેલાં પદારથો તરફ અભાવો રાખી તેમાં ફેરફાર કરવા કે બીજા મેલવવા જે ઉદયોગ કરે છે, તે માણસ ટુંકી નજરનો, મુરખ જાણવો. તેનો ઉદયોગ નીષફલ જાય છે, એટલુંજ નહી પણ ઊલટો તે દુઃખી થાય છે.

## વારતા ૪૫મી.

---

# બે વટેમારગુ અને રીંછ.

કોઈ બે મીત્રો પરદેશ જવા નીકલ્યા, તે અગાઊ અન્યોઅન્યમાં એવા વચન લીધાંકે. રસ્તામાં દુઃખ સંકટ પડતાં એક બીજાને છોડી જવું નહી. પછી તેઓ મુસાફરી કરતાં એક અરણ્યમાંથી જતા હતા, તેવામાં એક રીંછ તેમના ઉપર ધસી આવ્યું. તે સમય તે બેમાનો એક જણ જે શરીરે પાતલો અને ચપલ હતો, તે ઝટ લઈ દોડીને પાસેના ઝાડ ઊપર ચઢી ગયો. બીજો શરીરે ભારે હતો, તેનાથી નસાયું નહી. પણ સમયસુચકતા વાપરી પોતાનો શ્વાસ રોકીને તે ભોંયપર અચેત થઇને સુતો. રીંછે તેના પાસે જઇને તેના કાન સાથ નાક અડકાવીને થોડીવાર સુંઘી જોયું, અને એ મુરદું છે એમ જાણીને, આખરે તેને કંઇ ઉપદરવ ન કરતાં પાછું જતું રહયું. રીંછ ગયા પછી ઝાડે ચઢેલો વટેમારગુ હેઠલ ઊતરીને બીજાને હસતો હસતો પુછે છે, "મોત્ર! તે રીંછે તને કાનમાં છાનું શું કહયું? કેમકે હું ઝાડ ઊપરથી જોતો હતો કે, તે તારા કાને લાગીને કંઇ કહેતું જણાતું હતું." તેણે ઉત્તર આપ્યો કે, "રીંછે મને કહ્યું, કે તારા જેવા લુચ્ચાના વચન ઉપર હવે પછી વિશ્વાસ રાખવો નહી."

## સાર.

આપણને અગત્ય ન હોય ત્યારે કેટલાક માણસ ઘણી મમતા બતાવે છે, અને વચનો તથા ભરૂંસા આપે છે. પણ તેઓમાં અવઘડની વખતે આપણે કામે આ-

વનારા એવા ઘણા થોડા. તેવાં માણસોની રીતભાતથી જે જાણીતો છે, તે પુરૂષ એવાં તેમનાં મીઠાં ભાષણ ઉપર ભરોસો રાખતો નથી. માટે કોઈએ અમથું ભાષણ કરવુ નહી, અને તે સાંભલનારાએ પણ તેના ઊપર ઘણો વિશ્વાસ રાખવો નહી, કારણ કે તેમ કરવાથી પરીણામે બંનેને નુકસાન છે.

---

વારતા ૪૬ મો.

---

## ટાલ પડેલો શિલેદાર.

---

એક ઘરડા શિલેદારના માથાના નિમાળા વય પોહોંચ્યાથી ખરી પડયા અને તેથી તેના માથામાં ટાલ પડી. આ ખોડ ઢાંકવા સારૂં તે વાળની ટોપી હમેશાં ઘાલી રાખતો હતો. એક દીવસે તે મૃગયા રમવા જતાં વાના એકાએક તોફાનથી માથા ઊપરની તે ટોપી ઉડીને હેઠલ પડી. તે જોઈ તેની સાથે જે બીજા હતા, તેઓ તેની મસ્કરી કરી હસવા લાગ્યા. તે શીલિદારે પણ તેમની સાથે ખરખર રડીને હસવા માંડયું, અને બોલ્યો કે, "અહો, મારા હતા તેજ બાળ મારા માથા ઊપર રહ્યા નહી, તો પારકા ઉછીના લીધેલા કેમ રહે વારૂ"?

### સાર.

એક પણ ખોડ વગરનો કોઇ પુરૂષ નથી. તેમ છતાં હમેશાં કજીયાનું નિમિત શોધવું, અથવા બીજાનું છિદ્ર જોઇ તેને દોષ આપવો એવી જેનો ટેવ છે, તે

માણસ કોઇને ગમતો નથી. એવા એકાદા દુરગુણથી તેના સઘલા સદગુણો ઢંકય છે. માટે જે માણસ પોતાનું રૂડું કીંવા ભલું ઇચ્છતો હોય, અને જેના મનમાં લોકો આપણા ઉપર હેત રાખે એવી આશા હોય, તેણે અન્યના દુરગુણો કે છિદ્રો ન શોધતાં, તે જો જણાય તો હસી કાહડવાં, અને પોતાનામાં જે હોય, તે મટાડવાં. કેટલાએકને એવી ટેવ હોયછે કે, બીજાની ખોડ કાઢી પછી તેને વારંવાર સંતાપી તેમાં સુખ માનવું. પણ એવા દુષ્ટ માણસના દાંત પાડવાનો ખરો ઉપાય એજ કે, તેનાથી આપણે ન ચીઢાતાં એક કૌતક તરીકે તેની વાતને સામી હસી કાહાડવી.

---

વારતા ૪૭મી.

## બે વાસણો.

એક માટીનું અને બીજું પીતલનું એવાં બે વાસણો એક નદીને તીરે મુકેલાં હતાં. તેવામાં નદીમાં પુર આવ્યું તેથી તે પણ ઘસડાવા લાગયાં. માટીના વાસણના મનમાં ચિંતા થઈ કે, કદાચિત તે પીતલના વાસણ સાથે અથડાઈ ફુટી જશે. તેને ખેદ કરતું જોઇ પીતલનું વાસણ તેને કેહેવા લાગયું, "અરે, તું બીહીશ નહીં. હું તને સંભાલીશ." માટીનું વાસણ બોલ્યું, "ભાઇ! તું જરા વેગલેથીજ બોલ. મને તારી ઘણી બીક લાગે છે. કેમકે હું તારી સાથે અથડાઊં, અથવા તું મારી સામે અથડાય, તોપણ તે બંનેમાં નાશ તો મારોજ થાય એમ છે."

સાર.

શ્રીમંતનું સગપણ અથવા તેનો સંગત ગરીબ માણસને પ્રસંગે વિપત્તીમાં નાંખે છે. શ્રીમંતની પડોશમાં રેહેનારો કોઇ ગરીબ માણસ જો શ્રીમંત સાથે લડે, કે શ્રીમંત તેની સાથે લડે, તોપણ તે બંનેમાં હાનો ઘણું કરીગરીબનીજ થાય છે.

---

વારતા ૪૮મી.

## મોર અને બગલો.

એક સમયે એક સુંદર મોરે બગલાને જોઇને પોતાની પુછડી ગર્વથી ઊંચી કરી, અને તે તુચ્છ પ્રાણી છે, એવું સમજીને ડાઠથી તેને પોતાનાં સોનેરી રંગનાં પીંછાંની શોભા દેખાડવા લાગયો. તે જોઈ તેનો ગરવ ઉતારવા બગલો તેને કહે છે, "અરે! જો સુંદર પીંછાં ઊપરજ મોટમનું પ્રમાણ હોય, તો તમારી મોરની જાત પક્ષીઓમાં સહુથી મોટી ખરી. પણ હું તો એમ જાણું છું કે, ભોંય ઊપર ચાલીને છોકરાની પેઠે રમવા કરતાં આકાશમાં ફરવાને સમરથ થવામાં મોટપણું અધીક છે.

સાર.

આપણામાં એકાદો જે ગુણ છે, તે બીજામાં નથી માટે તેને તુચ્છ લેખવો, અથવા તેને દુભાવવો, એ જો યોગ્ય હોય, તો બીજાનામાં જે ગુણ છે, તે આપણામાં નહી હોવાથી આપણે પોતાની જાતને તુચ્છ કેમ ન મા

નીચે! સરવગુણસપન્ન કોઇ હોતું નથી. તેટલા માટે જે માણસ સામા માણસમાં પોતાનો ગુણ નહી હોવાથી તેને હલકો માને, તે મુરખ સમજવો. ઊપર કહેલી વારતામાં મોરે પોતાની બાહારની શોભા ઉપરથી મોહટપણ માન્યું; પણ સુજ્ઞ હોય છે, તે બહારના દેખાવથી અંજાતા નથી. બાલક તથા અજ્ઞાનને ફકત ઉપરનો રંગ મોહ પમાડી શકે છે, પણ સમજુ ગુણોથી પુરૂષની કીંમત કરે છે. શાલ દુશાલ, જરીનો પોશાક, જડાવનાં ઘરેણાં, વગેરે વસ્ત્રાલંકારમાં જો મોટાઇ હોય, તો તે વસ્તુઓના કરનારીઓને કીરતી ઘટે; તેમાં શરીરે પેહેરનારને શું? પરોપકાર, દયા વગેરે સદગુણો જેનામાં નથી, અને જે ફકત શરીરનો ઠાઠમાઠ કરી મોટાઈ મેલવવાની ઇચ્છા રાખે છે, તે માણસ જેમ આપણને તેમ તેની જાતને પણ ઠગે છે.

---

વારતા ૪૯મી.

## મોટું ઝાડ અને નાનું ઝાડ.

નદીના કરાડા ઊપર આવેલું એક મોટું ઝાડ પ્રચંડ વાયુના ઝપાટાથી ઉખડીને પાણીના પ્રવાહમાં તણાતું ચાલ્યું. તે વખત તે મોટા ઝાડનાં ડાલાં નદીને કીનારે એક બીજું નાનું ઝાડ હતું તેને ઘસડાઇને ગયા; પણ તેમનાથી તે દુખી થયું જણાયું નહીં. તે જોઇ મોટું ઝાડ આશચર્ય પામી તે ઝાડને કહેછે, "અરે, તું આ વાયુના તોફાનમાંથી કેમ બચ્યું? જે વાયુએ મારા જેવા મોટા ઝાડને

મુળોમાંથી ઊખેડી નાંખ્યું, તેણે તને કેમ છોડયું" ? નાનું ઝાડ તેને ઊતર દેછે, ભાઇ, આપણા બેઉ જણાની રીત જુદી જુદી છે. વા આવેછે ત્યારે હું તેને નમુછું. હું જાણું છું કે, બલીયા આગલ મારૂં ચાલનાર નથી. પણ તું તો તારા બળ ઉપર ભરૂંસો રાખી તેને ન નમતાં ટટાર ઊભો રહેછે. પણ તેમ કરતાં શું ભોગવવું પડે છે, તે તારી હમણાંની સ્થિતી કહી આપે છે.

સાર.

જેની સાથે આપણું ચાલે કે ઉપજે નહી તેનાથી નમીને ચાલવું કે રેહેવું. તેમ ન કરતાં ગરવ રાખવો તે દુખદાયક મુરખાઇ થાય છે.

---

વારતા ૫૦મી.

## શીયાલ અને વાઘ.

એક શીકારી એક દીવસ જંગલમાં શિકાર કરવા ગયો, તેણે પાછલ પડી ઘણાં પશુઓનો જીવ લીધો. તે જોઇ સઘલાં પશુ પક્ષી ઘણાં ઘબરાયાં, અને ત્રાસ પામીને આમ તેમ નાસી ઝાડીમાં ગુફાઓમાં દબી સંતાવા લાગ્યાં. એવા તેમનો ત્રાસ, ભય તથા દુખ જોઇ એક વાઘ તેમને કહેછે, "અહો ! મારા જીવતાં તમને ભય ? એમ થાય તોપછી મને ધીક્કાર છે! તમે ધીરજ રાખો. હું એકલોજ તમારા સોના વેરીને મારી નાંખીશ." એવી મોટી મોટી બાહાદુરી તથા આપવડાઇની વાતો કરી, પુંછડું પછાડી ક્રોધથી ભોંય ઓતરે છે, એટલામાં એક સણસણાટ કરતું તોર આવ્યું, જે તે-

ની કૂખમાં ભોંકાયું. પછી તે તીરની વેદનાથી વ્યાકુલ થઇ તેણે મોટી ચીશ પાડી, અને દાંતમાં તીરના પીછડાં પકડી તેને બાહાર ખેંચી કાઢવાની માથાકુટ કરે છે, એટલામાં એક શીઆલ તેની પાસે આવી વીસમય પામી તેને પુછે છે, "વાઘ મામા! એવો તે કોણ બલીયો હશે વારૂં, કે જેણે તમારા સરખા વનરાજને પણ ઘાયલ કર્યો?" વાઘ બોલ્યો, "બાપુ! જેણે મને ઘાયલ કર્યો તે આપણુ પશુથી જીતાવો કઠણ છે. જો, પેલો સામો માણુસ છે, તે."

### સાર.

બલ તથા શુરાતનની સાથે જો બુદ્ધિબળ જોડાયુ હોય, તો પછી તેમનાથી મોટાં કામ થાય છે. બુદ્ધિબલ ભેગું ન હોય, તો એકલાં બલ ને શુરાતન ઊલટાં દુઃખ કારક થાય છે. જે માણસ બલવાન અને શુરવીર હોય છે, તે ફકત પોતાના એકલા સામર્થ ઉપર ભરોસો રાખીને કંઇ કામ કરવામાં ઊતાવલ કરે છે. તેથી ઉલટું તેનું એકાદું મર્મ શતરૂને ઉઘાડું થાય છે, અને પછી તેજ તેના ઘાતનું કારણ થાય છે. બુદ્ધીવાલા અને યુકતી વાલા જેઓ છે, તેઓ મોહા બલવાનને પણ નાથ ઘાલી શકે છે. માણુસને જેમ પશુ જીતી શકે નહી, તેમ શાણાને બુદ્ધિહીણ બલીઓ પણ જીતી નહી શકે. અનાડીના હાથમાં લાકડી હોય, પણ તેનો સામે થનાર જો દાવપેચ જાણતો હોય, તો તે તેજ લાકડી વડે તેને મારી શકે છે. સારાંશ એ કે, સાવજના જેવી નરી ફુરતા અને બલ, બુધીવાનના દાવપેચ આગલ ચાલતાં નથી.

વારતા ૫૨ મી.

## સિંહ અને ચાર બલદ.

ચાર બળદ પોતપોતાનામાં મિત્રાઇ બાંધીને એક અરણ્યમાં ચરતા હતા. તેઓ એક બીજાથી છુટા પડે નહી. એક સિંહ તેમને જોઇને નીત્ય મનમા એવું કહે કે, "આમાંનો એકાદ ખાવાને મલે તો સારૂં થાય." પણ તે સિંહ એક એકને મારવાને સમર્થ હતો; પણ ચારેનો એકસંપ જોઇને તેમના ઉપર તલપ મારવાની તેની હામ ચાલી નહી. એવી રીતે કેટલાએક દાહાડા સુધી તે દુર રહીને તકાવતો હતો, પણ કંઇ લાગ ફાવે નહી. આખરે તેની ખાતરી થઇ, કે જ્યાંસુધી તેમનામાં એક સંપ છે, ત્યાંસુધી તેનું કશું ચાલશે નહી. પછી તેણે તેમની ચાડી એક બીજાની આગલ કરવા માંડી અને એવી રીતે ફુટ પાડવાથી તે ચારે બળદો માંહે માંહે દ્વેષ કરી લડવા લાગ્યા. અંતે તેઓ જ્યારે એક બીજાથી જુદા થયા, ત્યારે એક એક બલદને મારતાં સિંહને કંઇજ મેહેનત પડી નહી.

સાર.

જે માણસોમાં સંપ છે, તેમના ઉપર શતરૂનું ચાલતું નથી. સંપનો એવો મહીમા છે, માટે તેવો સુખદાયક સંપ ચુગલી સાંભલીને, અથવા શતરૂની વાતો ઊપર ચીત દઇને, તોડી નાંખતાં લાંબો વિચાર કરવો.

વારતા ૫૨મી.

## માણસ અને સિંહ.

એક દહાડો એક રાની માણસની સિંહ સાથે મુલાકાત થઇ, અને ઘણીવાર સુધી તેમની વચ્ચે વાતચીત ચાલી. તેઓ એક બીજાનું કેહેવું માનતા ગયા. આખરે માણસ શ્રેષ્ઠ કે સિંહ? એ ઊપર વાત નીકળી. આ સવાલમાં તેઓમાં મતભેદ પડવાથી બંને લડવા લાગ્યા. માણસને પોતાનું કેહવું ખરૂં કરી આપવાને કંઈ સુઝયું નહી, ત્યારે તેણે તેજ ઠેકાણે સીહને બે પુતળાં દેખાડયાં. આ પુતળાં સંગેમરમરના એક પથરના ચોતરા ઊપર બેસાડેલાં હતાં અને એવું દેખાડયું હતું કે, સિંહની કેસાવળી પકડીને માણસ તેના ઉપર ચઢી બેઠું છે. તે જોઇને સિંહ બોલ્યો, "તારી સાબીતી એટલીજ કે? હવે મારી સાંભલ. એ પુતળાં જે સલાટે ઘડયાં તે માણસ હતો. તે સલાટ જો સિંહ હોત, તો તું જે મીત્ર જોયછે, તેથી ઊલટું દેખત.

### સાર.

પક્ષપાતી હોયછે, તેઓ પોતાની પક્ષના લોકોના વચનોને પ્રમાણ તરીકે સમજાવી પછી પોતાનું ખરાપણું દેખાડે છે. પણ વાદી પરતીવાદી બંને પક્ષનું સાંભલ્યા વગર કોઇપણ વાતની સાબીતી પકી થઇ એમ માનવું નહી.

વારતા ૫૩ મી.

## વનદેવ* અને વટેમારગુ.

એક વનદેવ શીયાળાના દાહાડામાં અરણ્ય મધ્યે ફરતાં, એક વટેમારગુ તેની નજરે પડયો. તે ટાઢે અધમૂઓ થયેલો જોઇને વનદેવને દયા આવી; અને તેને કહેવા લાગયો, "ભાઈ! આ પાસેના પરવતમાં મારી ગુફાછે, ત્યાં આવીશ, તો હું તારી ટાઢ ઊડાડીશ." પછી તેઓ બંને જણા ગુફામા જઇને બેઠા. તહીં એક સઘડી સળગાવી હતી, તેની ગરમીથી શરીરને હુંફાલું કરી, પછી તે વટેમારગું ટાઢથી અકડાઇને, જે આંગળાં વળી ગયાં હતાં, તેમને તે ગરમ કરવા લાગ્યો. વનદેવે તેને પુછયું "શું કરે છે" ? તે બોલ્યો "હાથ ટાઢા થઈ ગયાછે, તેમને હુંફાલા કરૂંછું." વનદેવ, ટાઢાને ઊન્હું કરવાનો ગુણ વટેમારગુમા જોઇને આશ્ચર્ય પામયો; અને તેને તે પરથી ગુણી માણસ સમજી કંદ મુળ તથા ફળો શેકીને તેની આગલ ફરાળને સારૂં મુકયાં. તેઓ બહુ ઉન્હાં હતાં, માટે વટેમારગુ ફુંક મારી ટાઢાં કરવા લાગ્યો. ત્યારે વનદેવે ફરીને તેને પુછયું, "અરે! તું શામાટે ફુંકે છે? તે બોલયો, "ફળો ઉન્હાં છે, માટે તેમને ટાઢાં પાડવા સારૂં ફુંકુ છું." તે સાંભલીને વનદેવને રીશ ચઢી, અને પેલા વટેમારગુને કહે છે, "અરે! તારા જેવો અવગુણી, જે એકજ મહોડે ટાઢાને ઊન્હું અને ઉન્હાને ટાઢું કરનારો, તેની સાથે મારો સંબંધ નજોઇયે." એમ કહીને તેણે પેલા વટેમારગુની ગલચી પકડીને તેને ગુફાની બહાર ફેંકી દીધો.

---

* પ્રાચીન ગ્રીક તથા રોમન લોકોએ માણસનું ધડ અને બકરાના હાથ પગવાળો, એવો એક વનદેવ કલ્પેલો હતો.

સાર

જે પુરૂષ એકજ મહોડે નીંદા અને સ્તુતી, એવાં વીરૂધ્ધ આચરણ કરે છે, તેનો સંગ સજન પુરૂશો કરતા નથી. પોતાનું કામ સાધી લેવા તે મીઠું ભાષણ એવી રીતે કરે છે કે, સાંભલનારની ઇછા તેથી સંતોષ નપામતાં વધે છે. કામ પાર પાડયા પછી તેજ માણસ પાછો તે માહોડે તેની નીંદા કરી તેને કંટાલો આપે છે. એવા દુરગુણથી ઘણા મોટા માણસો હલકા થઇ દુઃખમાં પડે છે. માટે એવા દુરગુણી પુરૂષોથી જેમ થોડો પ્રસંગ પડે તેમ સારૂં.

---

વારતા ૫૪મી.

## હરકયુલીસ* અને ગાડાંવાલો.

એક અનાડી ગાડાવાલો ગાડું હાંકી જતો હતો. રસ્તામાં તેનાં ગાડાનાં પૈડાં કાદવમાં ચોંટી બેઠાં અને તેથી ગાડું અટકી રહ્યું. તેને બહાર ખેંચી કાઢવાને બલદનું જોર નકામું થઇ પડયું. આથી નીરાશામાં ગાડાવાલાએ હરકયુલીસ દેવની પ્રાર્થના કરી કે, "હે દેવ! હું રંક છું; એ માટે મને સહાય થઇ મારૂં ગાડું કાદવમાંથી ખેંચી આપ." તે દેવે આવીને જોયું તો ગાડાવાલો હાથ પગ જોડી રોતું મહોડું કરી ગાડા પર બેસી રહયો છે. આથી તે ગુસ્સે થયો

* હરકયુલીસ કરીને આસલના ગરીક તથા રોમન લોકોનો માનેલો એક દેવ હતો.

અને તેને કહે છે, "રે મુરખા! તું આળસુની પેઠે સુસ્ત બેસી રહીશ નહી. ઉઠીને બળદને પરોણો ઘોચ; પૈડાને પોતાની ખાંધનો ટેકો દે, એટલે હું તને સહાય થઇશ. તારે મારી સહાયતા જોઇયે, તો એવો ઉદયોગ કર." પછી ગાડાવાળાએ તેમ કરયું એટલે તરત ગાડું ... ાંથી બહાર નીકળ્યું.

### સાર.

ઊદયોગ કરીને જે ઇશવર પાસે સહાયતા માગે છે, તેનેજ પરમેશવર મદદ કરેછે. નોરઊદયોગીને તે મળતી નથી.

---

### વારતા ૫૫મી.

## માણસ અને હંસણી.

એક માણસની પાસે એક હંસણી હતી. તે નીત્યે એક સોનાનું ઇંડુ મુકતી હતી. તે માણસ તે સોનાના ઇંડાને વેચીને સુખ ચેહેન ભોગવતો હતો. પણ એક ઇંડાથી સંતોષ ન પામતાં તેનો લોભ વધવા લાગ્યો. અને તેણે વીચારયું કે, જયાંથી આવા ઇંડા નીકલેછે, તે ઠેકાણું હાથ લાગે તો, અપાર ધન એકીવારેજ પ્રાપ્ત થાય. પછી તેણે તે હંસણીનું પેટ ચીરયું; અને તે જોવા લાગયો, તો માહેથી કંઇજ મલયું નહી; પણ તેને ભારે પસતાવો માત્ર થયો.

### સાર.

પરમેશ્વર ખાવા પીવા તથા ભોગવવા જેટલું જેને જોઇએ તેને તેટલું આપેછે. જો તેને ધનનો સંગરહ કર

વો હોય, તો તેટલામાંથીજ કરવો; તેમ ન કરતાં જે અતી લોભ રાખેછે, અને એકદમ શ્રીમંત થવા માટે કોઇએક મોટા કારખાનામાં હાથ ઘાલેછે, તો તેનો તેવો ઉદયોગ નીષફલ થાય છે અને જે ગાંઠનું હોયછે, તે પણ ગુમાવી બેસેછે.

વારતા ૫૬મી.

## મસ્તાન વાછરડો.

એક મસ્તાન વાછરડો સ્વછંદે ફરતો હતો. એક દાહાડો હોળે જોડેલા એક બળદને જોઇને તે તેને કહેછે, "અરે! તું તારા ધણીને સારૂં ડોક ઊપર ધુંસરી લઇને આઠ પોહોર હોળ ખેંચેછે, તે ઊપરથી મને તો એવું દેખાય છે કે, તું કોઇ હલકો પ્રાણીછે; અને તને પરાધીનતા ઘણી વ્હાલી લાગેછે. નહી તો તું એમ કરત નહી. જો હું મારો વખત કેવો ગુજારૂં છું, તે કહી બતાવું. મારી મરજીમાં આવેછે ત્યાં હું જાઊંછું; શીતળ છાયામાં બેસુંછું; કુંદુંછું; નાચુંછું; તરસ લાગે છે ત્યારે ઝરાનું નીતરયું પાણી પીઊંછું; અને તને ડોહોલું પાણી પણ મળવાના વાંધા." તે બળદ તે બધું સાંભલી લઇને નીચું માથું રાખીને છાનોમાનો પોતાનું કામ કરવા લાગ્યો. થોડા દાહાડા વીત્યા, પછી તે ગામના પટેલને ઘેર લગનનો સમારંભ આવ્યો તે સમયે પેલા વાછરડાના ધણીએ પટેલને તે વાછરડો વેચાતો આપ્યો. તે વાછરડાને ગળે છરી ફરવાનો વખત થયો, ત્યારે પેલા બળદે ત્યાં આવીને તેના કાનમાં કહ્યું, "અરે મુરખ! તારા સ્વછંદપણાનો અંત કેવો આવ્યો, તે

ગાયો ? તને આજ સુધી જીવતો રાખ્યો હતો તે આ-ટલાજ સારૂં હો! હવે મને તું કહે, તારી અવસ્થા સારી કે મારી ?"

સાર.

બીજા વિપતિમાં હોય ત્યારે તેને મેહેણાં મારવાં, એતો જે અધમ, મુરખ, ને ઊન્મત છે તેનું કામ છે. સુખ દુખનું કાલચકર સદા ફરતુંજ રહે છે. કોઇ સમયે એકની વિપતી બીજાના ઊપર આવી પડેછે; અને એની સંપતિ તેની કને જાય છે. વલી ઉપલી વારતામાં બીજું એ પણ સુચવ્યું છે કે, જેઓ સ્વછંદે ફરેછે, મન માને તે કરેછે, તેમનો અંત સુખદાયક નીવડતો નથી; અને જેઓ ઊદયોગીં છે, તેઓ પોતાની મેહેનતનું ફલ ભોગવીને સુખ પામેછે. જેઓ નીરૂદયોગી, નીરંકુશ છે, તેઓનું ગુજરાન ચાલતું નથી, ત્યારે તેઓ લોકોને ઠ-ગેછે, અને બીજાઓ ઉપર જુલમ કરેછે, ચોરીઓ ક-રેછે. એવાં એવાં કરમો કરીને તેઓ જે કંઇ મેળવે છે, તેથી ગરહસ્થ માણસોને તેઓ હસેછે, કે તેઓ તેમની પેઠે કરતા નથી, અને જાત મેહેનતથી જે કંઇ મલે તેટ-લા ઉપરજ ગુજરાન ચલાવીને રહેછે. પણ જેઓ ચોર, જુઠા, તથા ઠગારા છે, તેમના નસીબમાં છેહલે સરવાલે બંધીખાનું, કે ગળે ફાંસો છે. સ્વચ્છાચારીઓ વ્યસન-ને આધીન થાયછે, અને તેથી તેમના ખાવા પીવામાં અને સરવ વેહેવારમાં કંઇ બંદોબસ્ત રહેતો નથી. તેણે કરીને તેઓ ઘણુંકરી અકાલ મૃત્યુ પણ પામે છે.

---

વારતા ૫૭મી.

## ચીતો અને શીયાળ.

કોઇએક ચીતાના મનમા એક સમય એવું આવ્યું કે, મારા શરીર ઊપરનાં વીચીત્ર અને સુંદર ટપકાં જોતાં, શોભા વીશે મારી બરોબરી સીંહથી પણ થવાની નહી, તો પછી બીજાની તો શી કથા? એવા ગરવથી તે પશુ માત્રનો તીરસકાર કરવા લાગયો. અંતે તેને એક શીયાળે કહ્યું, "ભાઈ! તું બહુ ભુલ્યો. હું કહું છું તે ખરૂં માનજે કે, અંદરના સદગુણોરૂપી ભુષણો વગર બાહારનાં ભુષણોને પંડીતો ભુષણો નહી પણ ટાપટીપ ગણેછે.

સાર.

જે માણસ સુંદરતાનો ગરવ ન રાખતાં વીવેક તથા સભ્યતાથી વરતે, તેનો કાંતી તેને ઘણો શોભા આપેછે. જગતમાં ગુણવાન અને સુંદર સ્ત્રીનીજ કીરતી વધેછે.

વારતા ૫૮ મો.

## બીલાડો અને શીયાળ.

એક વખત બીલાડો ને શીયાલ, એ બંને જણા અરણ્યમાં એક ઝાડના થડ પાસે બેસીને, રાજકારભાર વીશે વાતો કરતા હતા. શીયાલે કહ્યું, "બીલાડાજી! કદાચીત અહીં આપણા ઉપર કંઈ આફત આવી પડે, તો હું મારો નીભાવ હજાર યુકતીથી કરી લઇશ, પણ યાર, તારો બચાવ થવો

મુશકેલ જણાયછે." બીલાડો બોલ્યો, "ભાઇ ! હું એક યુકતી માત્ર જાણું છું, પણ જો તે નીષ્ફળ ગઇ, તો પછી મારી વલે ભુંડી થાય ખરી." શીયાલે ઊતર આપ્યો કે, "મીત્ર ! તારી ફીકર મને ઘણી લાગેછે. અરે બીચારા ! તને એક બે યુકતીયો મેં શીખવી હોત; પણ જાણેછે ? આજનો વખત એવો છે કે, દરેકે પોત પોતાનું સંભાળવું. વારૂં ત્યારે, હવે હું રજા લઊંછું." એટલું કહીને તેણે ચાલવા માંડ્યું, તેટલામાં તો પાછળથી પોકાર મારતા પારધીઓ કુતરાઓને લઇને આવ્યા. તે સમયે બીલાડાને ઝાડ ઊપર ચડવાની જે યુકતી માલમ હતી, તેથી તેણે ઝાડના ડાળાંમાં સંતાઇ પોતાનો જીવ બચાવ્યો; અને શીયાલની હજારો યુકતીઓમાંની તે સમયે એક પણ કામ લાગી નહી. તે હાંફલો ફાંફલો થઇને ચાર પાંચ ડગલા દોડેછે તેટલામાં કુતરાઓએ ધસીને તેને પકડી પાડ્યો.

## સાર.

બીજા કરતાં પોતાનામાં ડાહાપણ અધીક દેખાડનાર ઘણું કરી જાતે મુરખ હોયછે. બુદ્ધીવાને બુદ્ધીનો ઉપયોગ પ્રસંગ પડે ત્યારે કરવો; પણ લોકો આગલ તેની બડાઇ હાંકીને અમથા તેમને કાયર શા માટે કરવા ? એક પ્રકારની બુદ્ધી પણ જો સારી પેઠે માલમ હોયછે, અને વખત આવે તે સુઝે, તો તેનાથી જે સવારથ સંધાયછે તે, હજાર પ્રકારની બુદ્ધિ જે વખતે આપણને વાંઆરે છે, તેમનાથી સંધાતો નથી. મતલબ કે, એકજ વીદ્યા પણ જો સારી આવડતી હોય, અને વખતે તે યાદ આવતી હોય, તો તે કામની; પણ અનેક વીદ્યાઓ આવડતી હોય, છતાં વખતે એકપણ કામ ન લાગે તો તેમનાથી માત્ર દુઃખ થાય.

વારતા ૫૯મી.

## કબુતર અને કુકડા.

એક માણસે એક કબુતર પકડયું અને તેની પાંખોમાં-નાં કેટલાંક પીંછાં ઊખેડીને, તેણે કુકડાના ખડામાં તેને રાખ્યું. પછી ખડામાંના કુકડા તેને ક્ષણે ક્ષણે ચાંચો મા-રવા લાગયા, અને તેઓ ચારા ઉપરથી તેને હાંકી મેલવા લાગ્યા. કેટલાક દીવસ તો ખબુતરને તેથી બહુ કંકાસ થયો, પણ તેણે પોતાના મનનું સમાધાન આપ્યરે એવી રીતે કરયું કે, "પોતાને ઘેર આવેલા પરોણાની આગતા સ્વાગતા ન કરતાં ઉલટા તેને તેઓ દુખ આપેછે, માટે તેઓ ભલાં નથી, પણ મહા નીરદય, તથા સઠ છે." કેટલાક દીવસ પછી વલી તેણે એવું જોયું કે, તે કુકડા પાંચ દશ વ-ખત માહોમાંહે લડીને એક એકને મારવા મંડયા. આ દે-ખાવ જોઇને પાછું તેણે એવી રીતે મન વાળયું કે, "અરે જેઓ પોતાની જાતનાને પણ ઊપદ્રવ કરવાને ચુકતા નથી, તેઓ મને પારકાને પીડા કરે, એમાં શું નવાઈ?"

સાર.

જે લોક પોતાની જાતમાં કજીઆ કરીને એક બી જાને ઉપદ્રવ કરેછે, તેઓ પારકી જાતવાલાનો દ્વેશ કરે તો તેથી અન્ય જાતનાએ ખેદ કરવો નહી.

વારતા ૬૦મી.

---

## કસ્તુરીયો મૃગ.

કસ્તુરીયા મૃગની ડુંટીમાં કસ્તુરી થતી હોવાથી, જો તે મૃગ લોકોના જોવામાં આવેછે, તો તેઓ તેની પાછલ ધાઇને તેનો જીવ લેછે. એક વખત એવા એક મૃગની પાછલ કુતરા તથા પારધીઓ પડયા હોવાથી, તે પ્રાણ બચાવવા ખુબ જોરથી નાસવા લાગ્યો, પણ મારગ ઝાડી ઝાંખારાંથી ગીચ હતો, તેથી બરાબર તેને નાસવું ફાવ્યું નહી. પારધીઓને નજીક આવતા જોઈ તેને એક વીચાર સુઝયો અને તે મનમાં કહેવા લાગ્યો કે, "આ ઘાતકી કસ્તુરી લેવા સારૂં મને તેઓ મારવા ચાહેછે; બાકી તેમ કરવાનું બીજું કશું કારણ નથી. માટે તે કસ્તુરીજ જો નાંખી દઊં તો તેઓ તે લેઇ મારો કેડો મુકશે." પછી તેણે ધીરજ ધરીને તેમ કરયું, ત્યારે તે સંકટમાંથી ઊગરયો.

### સાર.

એકની પાછલ બીજો લાગેછે, તેમાં ઘણુંકરીને લોભ વગર બીજું કારણ હોતું નથી. માટે જ્યારે એવી આફત પડે, અને બીજો કંઇ ઉપાય ચાલે નહી, ત્યારે એમ કરવું કે, જે વસ્તુના લોભથી સામો માણસ હેરાન કરી દુખ આપેછે, તે નાંખી દેવી, અને તેવી રીતે આપણો બચાવ કરી લેવો. શોભા રેહેતાં સરવ વસ્તુની જો હાણી થઇ, તોપણ તેને હાણી ગણવી નહી.

## વારતા ૬૧મી.

## બાજ અને બુલબુલ.

એક બુલબુલ પંખી તમાલના વૃક્ષ ઊપર બેસીને મધુર સ્વરે ગાયન કરતું હતું. તેના નાદથી આખું જંગલ ગાયનમય થઇ ગયું. તેનો સુસ્વર સાંભળીને ત્યાં પાસે એક ભુખ્યો બાજ રહેતો હતો, તેણે તે પક્ષી ઉપર ઝડપ મારીને તેને પોતાના પગના નખોમાં પકડયું, અને પછી તેને મારી ભક્ષણ કરવાની તઇયારીમાં હતો, તેવામાં તે બુલબુલ તેને કહેછે, "અરે! મારા ઊપર દયા કર! આ પાપી કરમ તારે કરવા જોગ નથી. જો મેં તારૂં કંઇ બગાડયું નથી, તેમ છતાં મારૂં આખું શરીર ભક્ષણ કરતાં તારા પેટમાં પુરો એક કોલીઓ પણ થવાનો નથી. માટે મારા કરતાં કોઇ મોટું પક્ષી માર, કે તેમાં તારી વડાઈ થશે, અને પેટ પણ ભરાશે." આ બધું સાંભલી લેઇ બાજ તેને કહેછે, "હાહા જાઇ! તારે ગમે તે બોલ, પણ હું આજ આખા દાહાડાનો ભુખ્યો છું, અને દઇવજોગે તું મારે હાથ લાગયો છે. તારા કેહેવા પ્રમાણે તને મુકી દેઈ બીજા મોટા પક્ષીની શોધમાં પાછો ફરૂં, તો લોક ઘેલો કોને કહેશે વારૂં?"

### સાર.

ઊદયોગી પુરૂષો વધતા ઓછા લાભ સામું જોતા નથી. તેઓ જે સેહેજે મળયું, તેનો અંગીકાર કરેછે. કાળની ગતી સમજાતી નથી. હજાર પ્રકારનાં વીઘનો વચે નડેછે. માણસની બુદ્ધી ચંચળ, તથા દેહ ક્ષણભંગુર માટે સમજુ માણસે હાથ ચડેલો લાભ મુકી દેઇ, જે

મલયું નથી તેના ઉપર ભરૂંસો રાખવો નહિ. ભવિષ પર વીશવાસ રાખી વરતમાન કાળમાં કરવાનું કામ જે માણસ કરતો નથી, તેવા મુરખને પરીણામે ઘણો પસ્તાવો થાય છે.

---

### વારતા ૬૨મી.

## ડોસો અને મોત.

ઘરડપણ આવવાથી શરીરે ઘસાઇ ગયેલો કોઇ ઘરડો માણસ ઈંધણા લેવા સારૂ જંગલમાં ગયો હતો. તયાં કંઈ કાંટા ઝાખરાં એકઠાં કરીને તેણે તેમની એક ભારી બાંધી. માથા ઉપર ભારી ચઢાવી માહા કષ્ટથી ડગલા ભરતો ભરતો તે ઘેર આવતો હતો, પણ રસ્તો લાંબો, અને માથે બોજ તેની શકતી કરતાં ભારે, તેથી તે થાકયો, અને ભારો માથા પરથી નાખી દેઈ હેઠો બેઠો. તે વખતે દુખનો મારયો મોતને સંભારી તે કહે છે, "હે પ્રાણી માત્રના વીસામા! તું આવ અને મને એકવાર આ દુ:ખના સાગરમાંથી ખેંચી કહાડ" તે સાંભલીને તરત મોત તેની સામે આવી ઊભું રહ્યું, અને પછી તે ડોસાને પુછેછે "બાપા તેં મને કેમ સંભારયું હતું ?" તે બાપડા ડોસાને ખબર નહી કે, મોત આટલું પાસે છે. મોતનો વીકરાલ ચેહેરો જોતાંજ તેના હોસ ઉડી ગયા અને કેટલીકવારે સાવધ થઈને ધ્રુજતો ધ્રુજતો તે ઊતર દે છે, "મોત ભાઇ! હું નબળો તેથી માથેથી ભારી ઓચીંતી હેઠે પડી ગઈ તે ઊંચકી પાછી માથે ચઢાવવા સારૂ, મેં તને સંભારયો હતો; બાકી તારૂં મને

બીજું કંઈ કામ નથી. હું ખરૂં કહું છું કે, મને એટલુંજ એટલું, રે ભાઈ, તારૂં કામ હતું. તેમ છતાં એમાં જો મેં તમારી બેઅદબી કરી હોય, અને તમને તેથી રીશ ચડી હોય, તો હું તમને પગે લાગું છું કે, મને ક્ષમા કરો, અને આવ્યા તેવા કૃપા કરીને પાછા જાઓ.

### સાર.

લોકોની એવી રીતજ પડીછે કે, મોતનો પણ મશકેરી કરવી. અલ્પ સ્વલ્પ સંકટ પડતાં પણ કહેછે કે, મોત આવે તો સારૂં થાય. પણ તે સઘલું મોત આવ્યું હોય ત્યાં લગીજ. પાસે આવ્યું એટલે તેજ પાછો સંસારનો ભાર લેવાને તત્પર થાયછે; અને બીજા થોડા એક દાહાડા કાઢવા સારૂ આશા વધારેછે. હાડકાંની ઠાઠડી બાકી રહીછે, અને હજારો વિપતી ભોગવેછે, એવા ઘરડાઓને પણ જીવવાની ઇચ્છા હોયછે, ત્યારે જે જવાનીના જોરમાં છે, તેમને કેટલી હોવી જોઇયે ? સારાંશ, મોત નીશચય આવવાનું, એમ જાણીને તે આવ્યું એટલે જે તેનાથી ન બીહીને તેને સંતોષથી આધીન થાયછે, તે જ્ઞાની પુરૂષ જાણવો.

---

### વારતા ૬૩મી.

## એક સ્ત્રી પર મોહ પામેલો સીંહ.

કોઇએક અરણ્યવાસીની છોકરી ઘણી રૂપાળી હતી તેણીને દેખીને એક સિંહ ઘણો મોહીત થયો નેઅને તે

એવું ભાસ્યું કે, આ સ્ત્રી મળે તોજ જીવ બચે, નહીતો બચવાનો નથી. પછી ઓટી ન થતાં તેણે મન ખોલીને તે વાત તેણીના બાપ પાસે કાઢી, અને તેને કહેછે, "તું મને તારો જમાઇ કર." એ ઘેલું બોલવું સાંભળીને, અરણ્ય વાસીએ મનમાં વિચાર કરયો કે, હું જો એને ના કહીશ, તો એ મને હમણાંજ ફાડી ખાશે. માટે હા કહીને તદબીરથી એને ફસાવીએ. પછી તેણે સિંહને એવી રીતે સમજાવયો કે, "સિંહજી! તમારી કહેલી વાત મને ગમી. હું તમને જમાઇ કરવાને ના પાડતો નથી, પણ મારે તમને કંઇ કેહેવું છે. તે એ કે, મારી છોકરી બહુ નાજુક છે; અને તમારા દાંત તથા નખ ઘણા વીકરાળ તથા તીક્ષણ છે, તેમનાથી તે બીચારીને ઘણી પીડા થશે; એનું કેમ કરવું વારૂ ?. તમે કહેશો કે તેઓને હું સંભાળીશ; પણ તે તમે પોતાની તરફથી કરશો, તોપણ મારી દીકરીના મનની બીહીક તેથી જનાર નથી. અને તેથી તેણી જયારે તમારાથી ડરતી રેહેશે તયારે તમને સંસારનું શાનું સુખ થશે ? એ વાતનો વીચાર કરો. આ કારણને લીધે મારી માગણી ફકત એટલીજ છે કે, તમારા તેટલાં નખ તથા દાંત મને કાઢવા દો, એટલે હું કનયાદાન આપું. સિંહતો મોહને વશ થયેલોજ હતો તેથી તેણે કહ્યું "તો તેમ કરો." પછી અરણ્યવાસીએ તરતજ તેના દાત તથા નખ કાઢી લીધાં. પછી એક મોટો લઠ લાવીને તેના કપાળમાં મારયો; તેથી તે તત્કાલ મરણ પામયો.

**સાર.**

**જે કામને વશ થાય તે પુરૂષ માહા શુર અથવા બળવંત હોય, તો પણ નાશ પામયા વગર રહે નહી. તે મજ જે શત્રુના મોઠા બોલથી મોહ પામીને પોતાના જીવનગાળાનો વસ્તુ તેને હવાલે કરેછે, તે ભોળપણાએ પોતાનું બધું ગુમાવી બેસે છે.**

વારતા ૬૪મી.

## સિંહણ અને શીયાળવી.

એક દાહાડો એક સિંહણ અને શિયાળવી બંનેનો મેલાપ થયો. તે સમયે ચોપગામાં કઈ જાતને વતાં વેતર થાયછે, તે ઉપર વાત નીકલી. તે વીશે શિયાળવી સિંહણને કહેછે "વેતર વીશે તો અમારી જાતની બરાબરી કોણ કરવાનું છે? અમે શીયાલવાંની જાત વરસમાં એકવાર તો વિઆઈયેજ; અને દર વેતરે વળી અમને ઘણાં બચ્ચાં થાય છે. પણ કેટલીએક જાતો એવી છે કે, દર એપે એકજ બચ્ચું જણે છે, અને તે પણ કદાચીત આખાં જન્મારામાં એકવાર. એવું છતાં પણ તેને ગર્વ કેટલો? તે તેટલા ઊપરથી નાક ચઢાવી બીજા કોઈને ગણતાંજ નથી." સિંહણ મનમાં સમજી કે, શિયાળવી મને મેણું મારીને બોલી. પછી તે તેને કહે છે, "અરે સાંભલે છે? તમે ઘણાં બચ્ચાં જણો છો, એ જોવામાં તો ખરેખરી વાત છે; પણ તે કેવાં? અમે એક-કે એકજ જણીએ છીએ, તોપણ મનમા વીચાર કે, અમારાં બાલકને સઘલાં સાવજો વનરાજ કહેછે.

### સાર.

જે કંઇ આપણાથી પેદા થાય છે, તેનું મુલ તેની સંખયા ઉપરથી કરવું નહી; પણ તેના ગુણ ઊપર કરવું આપણે થોડો ઊદયોગ કરીયે, પણ તે જો એવો હોય કે, હમણાંના લોકોને તથા આગલ થનારા લોકોને પણ, તેનાથી સુખ અને લાભ થાય, તો તે વખાણવા જોગ ખરો; નહી તો શીયાલવા કુતરાંનાં વેતરની પેઠે આપણાં

કામો લોકોને માત્ર નીરૂપયોગી તથા હરકત કરનારાં થાય છે. વલી વાતનો બીજો સારાંશ એ કે, અનેક ગ્રંથો નકામા સાર વગરના રચી લોકોને તે વાંચવાનો કંટાલો આપવાના કરતાં, એકજ પણ સર્વ માન્ય ગરંથ રચવામાં પુરૂષાર્થ વધારે છે.

---

વારતા ૬૫મી.

## સાબર અને તેનું બચ્ચું.

એક સાબર પોતાની જવાનીમાં આવ્યું એટલે મસ્ત બની બીજાં સાબરોને ભારે ઉપદ્રવ કરવા લાગ્યું. તે ભોંય ઉપર પગ પછાડે, શીંગડાંથી ભોંય ખોદી ધુલ ઊરાડે અને મોટા બરાડા પાડે. આવાં તેનાં ઊદ્ધત કામોથી બધાં સાવજ થરથર કાંપવા લાગયાં. એક દહાડો તેનું બચ્ચું આવીને તેને પુછે છે. "અહો! તમે જાતે મહા બળીયાં અને કોહથી જીતાઓ નહી એવો જુસ્સો રાખોછો, તેમ છતા તમે કુતરાનો શબ્દ સાંભલીને ભયથી જીવ લહને નાસો છો કેમ? એનું કારણ શું તે મને કહો." સાબર કહેછે, "બચ્ચા, તું કહેછે તે ખરૂં, પણ તે કેમ થાયછે તે હું પણ જાણતું નથી? હું પોતાના ટોલામાં તેજવંત, બલવંત છું ખરૂં; અને હું વારંવાર પોતાની તરફથી મારી મેલે નીશચય કરૂં છું કે, આજ પછી કોહનાથી પણ ભય પામીને ડરનાર નથી. પણ શું કરૂં? કુતરાનો સાદ મારે કાને પડયો એટલે મારા ગાળા નરમ થાયછે. પછી બનતી ઉતાવલથી હું ભયની જગયામાંથી નાસી છુટું છું."

સાર.

ફાંકડા તથા લડાઇખોર માણસ, ઘણું કરી ઘાતકી હોયછે. તેમનો દમામ તથા પતરાજી ફકત તેમના સોબતીઓમાંજ. શુરવીરની આગલ તેમનાથી ટકાતું નથી. જે રાત દાહાડો સીપાઇગીરીનીજ બડાઇઓ ઠોકે છે, એવા શેખીખોર પુરૂષની સામે કોઇ વીર પુરૂષે આંખો ફેરવીને જોયું એટલે જાણે "તેલમાં માંખ" ડુબી. પછી તેની હીમત ચાલતી નથી. એવાં લડાઇખોર માણસો જ્યારે ભય તથા આપદામાં ફસી પડેછે ત્યારે તેઓ ભય, લાજ, અને રોષ, એવી ત્રણ લાગણીઓમાં ગોથાં ખાય છે. એવી હાલતમાં પણ જો તે ધીરજ રાખીને થોડી હીંમત રાખી ઠરાવથી કામ કરશે, તોજ તેમાં તેની શોભા રેહશે. વાતનો સારાંશ એટલોજ કે, ખોટું આડંબર ગમે તેટલું રાખયા છતાં, પણ રાખનારનો કુદરતી જે સ્વભાવ હોય, તેજ અંતે પ્રગટ થયા વગર રેહેતો નથી.

---

વારતા ૬૬મી.

## જવાન પુરૂષ અને એક ગ્રીષમ પક્ષી.

એક જવાન પુરૂષ સવભાવે ઘણો ઊડાઊ હતો. તેનો બાપ વારસામાં જે પુશકળ ધન મેલીને મરી ગયો, તે તેના હાથમા આવતાંજ તેણે કેફ કરવામાં, જુવો રમવામાં, રામ જણીઓની સોબતમાં, અને પોતાના જેવા નીરૂદયોગી વ્યશની લોકોની સંગતીમાં, સઘલું ધન ઊડાવી નાખ્યું. એવી તેની ગેરવરતણુકથી તે પરીણામે દરીદ્રી થઇ ભીખારી જેવો થયો. એ

ક વખત તે ગરીબ નદી તીરે ફરતો હતો. તે સમયે પોશ મહી નાનો વખત હતો, પણ સુરજ સારી પેઠે તપ્યાથી કંઈક ઉનાળાની અસર લાગતી હતી. તેવામાં તે ઠેકાણે ભુલીને આવેલો એક ગ્રીષ્મ પક્ષી પાણી ઉપર તરતો તેણે જોયો. તે વખત તેણે કેફની ધુંયમાં એમ જાણ્યું કે, ખરેખરો ઉનાળોજ આવ્યો; હવે આપણને લુગડાંનું કંઈ કામ નથી. એવો વીચાર કરીને તેણે તન ઉપરનાં વસ્ત્રો ધરણે મુકયાં; અને તેવી રીતે જે પઈસા તેના હાથમાં આવ્યા, તે લેઇ સોબતીઓ સાથે એક જુવાનો દાવ રમવા ગયો. પણ તેમા તે હારયો. પછી તેને લુગડાં વગર ટાઢે બહુ ઠુઠવાવું પડયું. અને તેથી તે પાછો નદી તીરે ઉનાળા શીયાળાની ખાત્રી કરવા ગયો. જુએ છે તો પાણી ઠરી ગયું છે, અને પેલો ગ્રીષ્મ પક્ષી ટાઢે મરી ગયેલો તેડે પડયોછે. આ બધું જોઈ તેની શુધ ઠેકાણે આવી, અને પશચાતાપ પામી તે મુવેલા પક્ષીને કહે છે— અરે, પંખી! હુંજ ઘેલો કે તારા ઉપર વીશવાસ રાખ્યો. અરે! તેં મને છેતરયો, એટલુંજ નહી પણ તું જાતે વલી છેતરાયો.

## સાર.

જેઓ કેફ કરેછે, જુગારીઓના અખાડામાં જાય છે, અથવા વ્યસની સોબતીઓ સાથે ફરેછે, કે હજાર જાતના દુરગુણોમાં ફસેછે, તેઓએ પોતાના પૈસા જલદીથી કેમ ખરચાઇ ગયા? અને પોતે એટલા જલદી દરીદ્રી કેમ થયા? તેપર તાજુબ બની વીચાર કરવો નહી. એવા વ્યસનોની પાછલ જેઓ લાગયા હોય, તેમને વ્યસનની લેહરમાં આંખો આગલ શું થાયછે તે કશું સુજતું નથી. જેઓને રાત દાહાડો એવી લત પડીછે

કે, હાથમાં હોય તે ઉડાવવું, તો હાથમાંનું ખરચાઇ રહયા પછી તે ઉડાવવાને પાછું જે જોઇયે, તે મેહેનતથી પેદા કરવું. તેમ ન થાય તો છેલ્લે કરજ કાઢીને પણ ઉડાવવું. એવા માણસને દરીદ્રની શીક્ષા ખરૂં જોતાં ઘણી થોડી છે. અવીચારો તથા વ્યસનોમાં ઘણા મસ્ત બનેલાઓને દરેક વાત ઉલટી એવી રીતે દેખાય છે, કે જેમ કોઇને કમલો થયો હોય તે પીલુંજ દેખે, તેમ તેઓ મોજ મજાહ સીવાય બીજું કંઇ જોતા નથી. વારતામાં કહેલા જુવાન માણસે છેવટે વ્યસનની ધુંધમાં ઊનાળો નછતાં ઉનાલો માનીતથા ફરી કોઇવાર શીયાળો આવવાનો નથી, એમ ધારીને લુગડાંએ વેચી નાખ્યાં. એ શા સારૂ ? જુગારમાં ખોયેલું ધન પાછું જુગારથીજ મેલવવા સારૂં. પણ તેમ કરતાં જયારે લુગડાં પણ ગયાં, ત્યારે તેની આંખો ઉઘડી, પણ વખત તથા સથોતી ગયા પછી એકલા પશ્ચાતાપનું શું ફળ ?

---

### વારતા ૬૭મી.

## ગલ નાખનાર અને માછલું.

કોઇએક માણસે નદીમાં ગલ નાખ્યો, તેને એક માછલું વલગ્યું. ગલમાં ફસેલા માછલાને બહાર ખેંચી કહાડી કંડીયામાં નાખતાં તે માછલું તે માણસની પ્રાર્થના કરવા લાગયું કે, "હે ધરમી પુરૂષ! દયા કરીને મને પાછું નદીમાં નાખ." ગલ નાંખનારે તેને પુછયું, "અરે ! પણ

હું તારા ઊપર એટલો ઊપકાર શા સારૂં કરૂં ?" માછલું કહે છે "હું નાનું બાલક છું, માટે જેવું મોટું થઇને તારે કામ આવીશ, તેવું આજ તારા ખપમાં આવનાર નથી." ગળ નાખનાર ઉતર દેછે, "હા, તે વાત તો ખરી, પણ હાથમાં આવેલું મેલીને ભવીષયનો આશા રાખું, એવો હું મુરખ નથી."

સાર.

જે આગલના ભરોસા ઊપર હાથમાં આવેલી વસ્તુ મુકી દેછે, તે માણસ વરતમાન તથા ભવીષય બંને કાલમાં ઘણું કરો નીરાશ થાય છે. ન મલેલી વસ્તુની ઇછા કરવી, એમાં તો કંઇ ખોટું નથી, પણ તેને ભરોસે હાથ ચહડેલી વસ્તુ મુકો દેવી, એ આગલ ખેદ પામવાનું કારણ થાય છે.

---

વારતા ૬૮મી.

## સીંહ અને ગધેડાએ સંગાથે કરેલો શીકાર.

એક સમયે એક સીંહને એવી ઇચ્છા થઇ કે ગધેડાને સાથે લઇને શીકારે જવું. તેણે એક ગધેડાને કહ્યું કે, "તું એકાદી ઝાડીમાં દબાઇ રહે, અને ફલાણી વખતે ઓચીંતો જોરથી ભુંકવા માંડજે, અને તે અટકાવતો નહી. એટલે ભયથો ગભરાઇને સાવજો નાસવા માંડશે. અને હુંજ નાકું પકડીને બેસીશ, તે વાટે જે આવશે તેને હણીશ." પછી તે ગધેડાએ તેમ કરયું એટલે સાવજો નાસવા લાગયાં. સીંહે નાકું પકડયુંજ હતું, તેથી તયાં આવતા

દરેક પ્રાણીને મારતો ગયો. તેનું પેટ ભરાય તેટલાં જ્યારે તેણે સાવજો હણ્યાં, ત્યારે તે ગધેડાને હાક મારી કહે છે, "ગધેડા! ભલું કરયું; યાર ભલુ કરયું; હવે બસ કર, અને અહિંયાં આવ." તે સાંભલીને ગધેડો સીહની પાસે આવ્યો; અને પોતે કામ સારૂં બજાવ્યું, એમ જાણીને લાડથી તેને પુછે છે, "સીહજી દાદા! મેં કરયું તે તમને પસંદ પડયું કે નહી?" સીંહ બોલયો "પસંદ પડયું. એમાં શું પુછવું? અરે! ઘણુંજ પસંદ પડયું. અરે ગધેડા, તેં તો એવું કરયું કે, જો તારૂં સ્વરૂપ મને માલમ ન હોત, તો હું પણ તારો અવાજ સાંભલીને સાવજોની પેઠે નાઠો હોત."

### સાર.

કેટલાક વારતામાં કેહેલા ગધેડાની પેઠે મોટી મોટી ગરજના કરીને, તથા છલંગો મારીને અજાણયા લોકોને બીહીવરાવે છે; પણ જે તેના સ્વરૂપને ઓલખે છે, તેને તે કૈતુક જેવું થાય છે. માટે એવા પુરૂષ જયાં માલમ પડે, ત્યાં તેમની પરીક્ષા જરા બારીક નજરે કરવી, એટલે જણાઈ આવશે કે, તેમનાથી બીહીવાનું કશું પ્રયોજન નથી.

---

### વારતા ૬૯મી.

## ડાહ્યો ગધેડો.

એક ઘરડો માણસ તેના ગધેડાને ચરાવતો હતો, તેવામાં તેનો એક શત્રુ આવીને પાછળ સંતાઇ ઊભો. તે જોઇ ડોસો ગધેડાને નસાડવાની ઊતાવલ કરવા લાગયો,

પણ ગધેડો એકદમ તયાંથી ન ખસતાં તેને પુછે છે, "શેઠ! મારી પીઠ ઉપર તારો તે શત્રુ બોજો લાદશે કે નહી?" ડોસોબોલયો "લાદશે, એમાં શો સંદેહ?" ગધેડો ફરીને પુછે છે, "ધણી! તું મારી પીઠપર ભાર લાદવાનું હવે પછી બંધ કરીશ શું?" ડોસો ઉતર દે છે, "અરે! મારો ભાર વેહેવાનું તો તારૂં કામજ છે. હું તે કેમ છોડીશ? ગધેડો બોલયો "જો, એવી વાત છે, તયારે તો હું અહીંથી એક તસુ પણ હાલવાનો નથી. મારા નસીબમાંથી ભાર જો છુટવાનો નથી, તો મારો ધણી ગમે તે કેમ ન થાય, તેમાં મારે શાનો હરખ શોક?

## સાર.

ગરીબ લોકોએ રાજયની ઊથલપાથલમાં ચીત ઘાલવું નહી; ઘાલે તો તેઓ પેચમાં તથા વધીરે અગવડોમાં માત્ર પડે છે. રાજયની ઊથલપાથલમાં તેમને જે ફાયદો થાય છે, તે એટલોજ કે, એક નામનો રાજા હતો, તે બદલાઇને બીજા નામનો થાય છે; પણ તેના રાજય વહીવટમાં વળી તેઓ અધીક ગરીબ થાય છે: અને અગાઉના રાજા કરતાં વધારે જુલમ તેઓને સેહેવા પડે છે. એવો કડવો અનુભવ ગરીબોને મળયા છતાં પણ જુવો કે, ચાર સ્વારથીયા મળી તેમને ભમતે ચઢાવીને યુકતીથી ફીતુરમાં સામેલ કરે છે. પછી તે તરકટ પાર પડતાં તેને લાભ તો ગરીબોને મળતો નથીજ, પણ ઉલટું તેમાં સામેલગીરી કરયાની સજામાં તેમને ફોગટ ફાંસીએ ઝુલવું પડે છે.

---

## વારતા ૭૦ મી.

# શેખીખોર મુસાફર.

કોઈએક પુરૂષ ઘણા દીવસ મુસાફરી કરીને ઘેર આગ્યા પછી તેણે દેશાવરોમાં શાં શાં કઊતક તથા નવાઈનાં પદારથો જોયાં, તેમનું વરણન તે મીત્ર મંડળમાં લગાર મોહું મરચું ભભરાવીને કરવા લાગ્યો. તેણે આ ગપ પણ ચલાવી, કે "હું અલંકાપુરી ગયો હતો. તહીંના લોક પંદર પંદર હાથ છલંગો મારે છે, પણ જ્યારે મારી સાથે તેમને સરત પડી, તયારે મારી છલંગ બરાબર કોઈથી છલંગ ભરાઈ નહીં. સાંભલનારામાંથી કેટલાકને એ વાત ખરી જેવી લાગી નહીં; તે જોઈને તે મુસાફર ખાત્રી કરવા સમ પણ ખાવા લાગ્યો. તે વારે સાંભલનારાઓમાંથી એક તેને કહે છે, "ભાઈ ! તું એટલી ખટપટ શું કરવા કરે છે? હાથના કાંકણને જોવાને આરસી શા માટે જોઈએ? અમને તે હમણાંજ પ્રત્યક્ષ શા સારૂં કરી નથી દેખાડતો? તું એમ જાણજે કે, હું આ વખત અલંકાપુરીમાંજ છું; અને તું ત્યાં જેમ કુદ્યો તેમ ફરીને એકવાર અહીંયાં કુદી બતાવ. એટલે ઝટ અમારી ખાત્રી થશે." પતરાજખોરને તે વાત પસંદ પડી નહીં, તયારે તે ઝંખવાઈને છાનો રહ્યો.

### સાર.

જેઓએ દેશાવરો ખેડયા છે, અથવા જેઓ ઘર બહાર ડગલું ગયા નથી, તે સઘલાએ પોતાની બડાઈનો જેમાં સંબંધ હોય તેવી વાત પોતાને મોહોડે કહેવી ન હો. પોતાનાં સુખથી આત્મ સ્તુતી કરનારનો વાત

લોક ઘણું કરી માનતા નથી. તેમ છતાં તે વાત તેમની પાસે મનાવવાને જેમ જેમ સમસગરા વધારે ખાઇએ તેમ તેમ તેમને વધતો સંદેહ પડતો જાય છે. ખરી વાતની જો એવી દશા થાય છે, તો પછી આપણા વખાણને સારૂં જ કોઇ બનાવેલી વાતને તો તેઓ માનેજ શાના ? ચારમાં બાહારની ખોટી વાતો જે કહે છે, તેનું ખોટારૂં પકડાઈ જાય છે. તેવી મંડલીમાં જો કોઇ તે દેશમાં જઇ આવેલો હોય છે, તો તરત તે ખરૂં, ખોટું કેહેનારનું ઊઘાડું પાડી દે છે.

---

વારતા ૭૨મી.

## ભાઇ અને બેન.

એક પુરૂષને બે નાહનાં બાલક હતાં, તેમાં એક છોકરો અને એક છોકરી. છોકરો ઘણો રૂપાલો હતો, પણ તેની દીકરી તો રૂપે સાધારણ હતી. એક દીવસે તે બંને છોકરાં આરસા પાસે રમતાં હતાં, તેવામાં ભાઇ બેહેનને કહેછે, "વારૂ આ જોઇશું, કે આપણા બેમાંથી વધારે આરસામાં રૂપાલું કોણ દેખાયછે." તે છોકરીને આ સાંભલી માઠું લાગયું. તેણી સમજી કે ભાઇએ મને હીણવા સારૂ તેમ કહ્યું. પછી તેણીએ બાપની પાસે જઇને ભાઇની ફરીઆદ કરી, અને બોલી, "બાપા ! આરસામાં રૂપ જોઇને સુખ માનવું એ તો બાયડીઓનું કામ છે; પણ તેમાં ચીત દેવું, એ પુરૂષોને યોગ્ય નહી." બાપે છોકરાંના મનનું સમાધાન એવી રીતે કરયું કે, "છોકરાંઓ ! તમે માંહોમાંહે અદેખાઈ કરશો નહી. આજથી તમે બંને નીત્ય આરસામાં તમારાં મુખ જોતાં

જાઓ. છોકરા! તું એટલા સારૂ જો, કે તારા આવા રૂપાલા મુખડાને દુરગુણનો મેલ લાગશે તો તને દેખાશે. અને દીકરી,! તું એટલા સારૂ જોકે, તારા રૂપમાં જે ઓછું છે, તે તારા ગુણ વડે પુરૂં થયું કે નહી?"

સાર.

આ વાતમાંથી સાર એ લેવાનો કે, બુદ્ધીરૂપી આરસો કરીને તેમાં પોતાના ગુણ અવગુણ નીત્ય જોતા રહીએ, તો તેમાં જોનારનું ઘણું હીત રહેલું છે. માટે એમ નાહાનાં મોહોટાં સઘળાંએ કરવું યોગ્ય છે. જે માણસને બહાર ટાપટીપ ગમે છે, તેને પોતાના અવયવ આરસામાં સુંદર દેખાતાં જોઈ હરખ થાય છે; પણ તેણે વીચાર કરીને જોવું કે, જેવો બાહારથી તે સારો દેખાય છે, તેવો અંદરથી પણ તે છે કે નહી? રૂપે ઘણો સુંદર છે, પણ માંહેલા ગુણ જેના માઠા છે, તેવો પુરૂષ લોકોને ઘણો અલખામણો લાગે છે. તેમ છતાં જો તે પુરૂષ મધુર ભાષણ, ઊત્તમ સ્વભાવ, ઈત્યાદીક, ગુણો યુકત હોય છે, તો તેજ લોકોને બહુ વાહાલો લાગે છે. શરીરે સુંદર છતાં જો કોઈ પુરૂષ ગુણહીણ હોય, તો તે કામનો નહી; પણ જે ગુણવાન પુરૂષ છે, તેનું રૂપ ગમે તેવું હોય, તોપણ લોકો તેપર થોડું પણ લક્ષ દેતા નથી. ખોટા નંગનો ચલકાટ શું ખરા નંગની બરાબરી કરશે! તેમ જે પુરૂષ દીલમાં દયાલુ, જેની બુદ્ધી નીરમલ, કરણી ચોખી, મન સાદું તેને રૂપનું પ્રયોજન નથી.

વારતા ૭૨મી.

## કોયલા વેચનારો અને ધોબી.

એક કોયલા વેચનારો કોઇ શેહેરમાં ધંધા સારૂ ગયો. જ્યાં તેના ગામના એક ધોબીનો તેને મેળાપ થયો. તેઓએ એક બીજાની ખબર અંતર પુછયા પછી જ્યારે ઘરનાં ઠેકાણાં પુછયાં, ત્યારે કોયલા વેચનારો ધોબીને કહે છે, "તારૂં ઘર ઠીક વગનું નથી, માટે તું મારે ઘેર આવીને રહે." ધોબી બોલ્યો, "દોસ્ત, તે કેમ બને ? તારી સાથે રહું તો, હું જે લુગડાં પ્રાત:કાળે ધોઇને લાવું તેઓને તારા કોયલાની રજ સંધ્યાકાળ થતાં પેહેલાં કાળાં કરી નાંખશે."

### સાર.

આ જગતમાં કોઇની સાથે સમાગમ બાંધતાં સારી પેઠે વીચારી જોઇનેજ કરવો જોઇએ. આપણે મોટા ગુણવાન હોવાં છતાં પણ નીરંતર દુરગુણીની સંગતમાં રહીયે, તો તે આપણને મોડે વેહેલે તેના જેવા કરી દે છે. એટલા માટે જે વીચારવંત છે, અને જે પોતાનું ભલું ઇચ્છે છે, તેણે દુરજનથી દુર રેહેવું. તેવા માણસની સંગતથી આપણે ન બગડતાં સુદ્ધ રહીએ, તોપણ લોકો તેમ જાણવાના નહીં. સંગતના દોષથી દુરજન, સજજનનાં કામો વખતે એવાં મળી જાય છે, કે પછી તેઓમાં કાળું કોનું અને ધોળું કોનું એટલો નીવેડો કરવાની મેહેનત લોક લેતા નથી. પ્રતીષ્ઠા નિર-

મળ ઝરાના પાણી જેવી છે. ઝરાનું નીતરયું પાણી જેમ ગામના વેહેળામાં ભળતાં ગદલું તથા ડોહોળું થાય છે, તેમ દુષ્ટની સંગતથી પણ સદગુણી પુરૂષની ઉજળી પ્રતીષ્ટા મલીન થાય છે.

---

વારતા ૭૩મી.

## શીયાળ અને મુખવટો.*

એક દહાડો રાતે એક શીયાળ એક મુખવટા વેચનારાની દુકાનમાં ભરાઇ તેમાં જે ઘણા મુખવટા હતા, તેઓમાંના એકની ઉપર પગ મુકીને તેની સામું તે એકી નજરે જોઇને કહે છે કે, "આ પ્રાણું સુંદર મસ્તક દેખાય છે, પણ એમાં મેદું નથી. માટે તે મશકરી માત્ર કરવાના કામનું છે."

સાર.

જેને જ્ઞાન નથી, તેની એકલી સુંદરતા પોલી જાણવી.

---

વારતા ૭૪ મી.

## બે દેડકા.

એક વખત ઊન્હાળાની અત્યંત ગરમીથી તળાવ, કુવા વીગરે બધાં જખરા સુકાઈ ગયાં. તેવા દુખના વખતમાં બે દેડકા પાણીની ખોળ કરતા કરતા એક વાવ પાસે આવ્યા. તે ઘણી ઊંડી હતી. વાવના થાલા ઊપર બેસીને

* મુખવટો એટલે બનાવટનું મોહડું.

તેઓ એવો વીચાર કરેછે કે, આમાં ભુસકા મારીયે, કે ન મારીયે? એક કહે "મારીયે કેમકે વાવ ઊંડી છે, તેથી તળીયે પાણીના ઝરા પુષકળ હશે, અને તેથી કશી વાતની અડચણ પડશે નહી." તેને બીજો ઉતર દે છે, "અરે! તું કહેછે તે બધું સાચું હશે; તો પણ એ જીવ સટ્ટાની વાતછે. માટે તારા મનસુબાને મારાથી હા પડાતી નથી. કદાચીત આ વાવનું પાણી પણ સુકાઈ ગયું હોય, તો કહે, વારૂં, આપણે પાછા બાહાર શી રીતે નીકળયે?"

### સાર.

એકાદા અવઘડના કામમાં હાથ ઘાલતા પેહેલાં ઊપાય ધારી મુકવો, કે ભોગ જોગે તે કામ ન બને, તો ફલાણી રીતે આપણો બચાવ થાય.

---

### વારતા ૭૫મી.

## કંજુસ માણસ.

કોઇ એક કંજુસે ધન એકઠું કરીને પછી તે પોતાના ખેતરમાં દાટયું. ત્યાં નીત્ય એક બે વાર તે જતો રેહેતો, અને દાટેલા ધનનું ઠેકાણું જોઇને મનમાં સંતોષ પામતો. તે તેનું કામ તેના ચાકરે નજરમાં રાખ્યું અને તે ઊપર એવી અટકળ બાંધી કે, "મારો ધણી આ જગાયે રોજ રોજ તપાસી જાય છે તે ઊપરથી અહીં કંઈ પણ નવાઇ જેવું હશે." પછી તેણે રાતે આવીને તે જગા ખોદી જોઇ, તો તેમાંથી તે દાટેલું ધન નીકળયું, જે લઇને તે નાસી ગયો. બીજે દીવસે પેલો કંજુસ રોજની પેઠે ત્યાં આવીને જોવા લાગયો; તો જમીન ખોદી નાખેલી તથા અંદરનું

ધન કોઇ કહાડી લઈ ગયેલું તેણે જોયું. તે ઊપરથી માથામાં ધુળ ઘાલી તે છાતી કુટવા લાગયો, અને હાય! હાય! કરીને મોટેથી રડવા લાગયો. તેના બરાડાથી તેની પાસેના ખેતરવાળાઓ ત્યાં દોડી આવ્યા, અને તેના દુખનું કારણ ધોમેથી પુછવા લાગયા. કંજુસે તેઓને બનેલી સઘળી હકીકત કહી, તે સાંભળીને એક ખેતરવાળો તેને કહે છે "અરે; ભાઇ, હું એમ જાણું છું કે, તારૂં કંઈ ગયું નથી. તું તારા મનથી પૈસા નથી ગયા એમજ સમજીને, તે ખાડા બણી નીત્ય જોતો હતો, તેમ હવે પછી પણ જોતો જા, એટલે તારૂં કામ થયું."

સાર.

કંજુસ છતે પઇસે દરીદ્રી, કંગાળ રહે છે. તે પાસેના ધનને વાપરતો નથી અને અધીક મેળવવાની લાલચે મરતા લગી દુઃખ ભોગવીને, અનેક પ્રકારનાં કાળાં, ધોળાં ધન મેળવવા નીરંતર કરયોજ જાય છે. અંતે તેના પૈસા ચોર, કે રાજાના હાથમાં જાય છે, અને તે કંજુસના ભાગ્યે તો દુઃખ શોક, અને મુઆ પછી અક્ષય નરક, એટલુંજ માત્ર રહે છે.

---

વારતા ૭૬મી.

## ગરૂડ પંખણી, બીલાડી, અને ભુંડણી.

એક ગરૂડ પંખણીયે એક મોટા ઝાડના ડાળા ઉપર માળો બાંધેયો હતો. વળી એક રાન બીલાડી તેજ ઝાડના વચલે ભાગે બખોલમાં રેહેતી હતી; અને એક જંગલી

ભુંડણે, પોતાના બચ્ચાં સુદ્ધાં, તે ઝાડના થડમાં પોલાણ હતું તેમાં વસ્તી કરી હતી. જો તે બંને જણીયોયે પેલી દુષ્ટ બીલાડીની ચુગલી સાંભળી ન હોત, તો તેમનો પડોસ એક બીજાને સુખદાયક થઈ પડત. પણ એક દીવસે બીલાડીયે એવું તરકટ કરયું કે, તે પેહેલી તો ગરૂડ પંખણી પાસે ઉપર ગઇ, અને તેને કહેવા લાગી "પડોસણ બાઇ! શું કહું ? આપણને મરવાની ઘડી આવી પહોંચી છે. જોઇ, પેલી નઠારી ભુંડણી રાત દીવસ ઝાડના થડમાં એવી આશાથી ખોદ્યાં કરે છે કે, મોડું વેહેલું તેથી ઝાડ ઊથલી પડે, એટલે આપણાં બચ્ચાં તેના હાથમાં સેહેજ આવે. હું તો, બાઈ, હવે મને જે સારો મારગ દેખાય છે તે લેઊંછું, પણ તું તારૂં પોતાની મેલે તપાસજે." એ પ્રમાણે ગરૂડ પંખણીના મનમાં ભય ઉતપન કરીને, તે ન જાણે તેમ હળવે રહીને પાછી તે ચુગલીખોર બીલાડી નીચે ભુંડણી પાસે આવી; અને ખેદયુકત મ્હોંડું કરી તેને પુછે છે. "બાઈ! આજ તમે બાહાર તો જવાનાં નથી ? ભુંડણી બોલી "એમ કેમ પુછો છો ?" બીલાડી કહેછે, "ના ના, સેહેજ પુછયું. તમારી મરજીમાં આવે તો જાઓ, પણ ગરૂડ પંખણી આજ પોતીકાં બચ્ચાંને કહેતી હતી કે, ભુંડણો બાહાર જશે એટલે હું તમને તેનાં બચ્ચાં ભક્ષ સારૂં લાવી આપીશ, અને તેમની સાથે વળી એક બીલાડીનું બચ્ચું પણ ખાવાને આપીશ. એવું તેનું બોલવું મારે કાને પડયું. વારૂં, ત્યારે હવે તો હું જાઊં છું, કારણ મારાં બચ્ચાં એકલાં છે; માટે તેમને મારે પાસે રહી સાચવવાં જોઇએ." એમ કહીને તે ઉપર ચહડી અને પોતાનાં બચ્ચાંની પાસે જઇ તેમને સંભાલીને બેઠી. એવી રીતે તેણીએ કેટલાક દાહાડા સુધી કરયું. ખાવાને જોઇએ તે રાતે છાની માની બહાર

જાઇને લઈ આવતી અને આંબા દીવસમાં બચ્ચાં સાચ-
વતી બેસીને નીચે ઊપર ચીંતાતુર મ્હોડું કરીને તે જોતી.
એ પ્રમાણે તેણીનું ચરીત્ર જોઇને ગરૂડ પંખણી અને ભું-
ડણીના મનમાં એક એકના ઊપર પકો વેમ બંધાયો. પછી
તેઓ એક બીજાની બોકથી રેહેઠાણ વાલું મુકી લગાર વાર
પણ બહાર બસે નહીં. આખરે તેમની એવી અવસ્થા થઈ
કે, તેઓ તથા તેમનાં બચ્ચાં ખાધા વગર મરણ પામયાં,
અને તે બીલાડીને પુષ્કળ ખાવાનું મળ્યું."

સાર.

ચુગલીખોરેથી આ જગતમાં અનેક મોટા અનર
થ થયા છે. તેઓએ કેટલાંક ભલાં તથા સપીલાં કુટું-
બોમાં જે વેર રોપ્યું, તે તેમના અંત સુધી મળયુંજ
નહી. તેઓએ કેટલાકોને એવા ધુળમાં મેળવ્યા, કે તેઓ
ફરીથી પાછા ઉઠવાજ પામયા નહી. જે પુરૂષ પાડોસીના ધ
રમ પ્રમાણે વરતવા ઇચ્છતો હોય, તેણે કોઇના અમરના
કેહેવા ઉપરથી પોતાના પડોસી, કે સગા સંબંધી વીશે
મનમાં વાંકુ લાવવું નહી. તેમજ સાંભળેલી વાત ઉપર
કલપના કરીને પોતાનું મત બીજાને કેહવું નહી; કેમકે
આપણે જેની પાસે બોલીયે, તેને જો ચાડી કરવાની
કુટેવ હોય, તો તે "કીડીનો હાથી કરે." જે ભલો મા-
ણસ છે તેની પાસે કોઇ ગમે તે કહો, તોપણ તે બધું
પેટમાં રાખી મુકે છે, પણ તે એકનું બીજા પાસે કહેતો
નથી. તેનું ફળ એવું થાય છે, કે તેઓ બંને તેવા મોટા
મનના માણસપર સરખી પ્રીતી રાખે છે, એટલુંજ ન
હી પણ શતરૂ છતાં વખતે તેના ગુણથી તેઓ મીત્ર પણ
થઇ જાય છે.

## વારતા ૭૭મી.

---

# સિંહ અને બકરો.

એક સિંહે એક બકરાને ડુંગરના એક કરાડા ઉપર ચરતાં જોયો, પણ તે ઠેકાણે તેનાથી ચહડી શકાય એવું ન હોવાથી તે બકરાને કહેછે, "અરે, આવા અઘરે ઠામે આખો દાહાડો ચરેછે. એમા તને શું સુખ છે? ગોથાં ખાતો ખાતો કોઇવાર પડીશ તો જીવ માત્ર ખોઇશ. એ કરતાં તો તું નીચે આવીને આ મેદાનમાંનું કુમલું કુમલું ઘાસ અને ઝાડોનાં લીલાં પાદડાં પડયાંછે, તે ખાય તો વધારે સારૂં. બોકડો તેને ઉતર દેછે, "ભાઇ, તું કહેછે તે વાત ખરી. પણ તું ભુ-ખાવળો દેખાયછે, માટે તું છે તે જગાયે હું આવીને મારો જીવ ધોકામાં નહી નાખું.

## સાર.

જે માણસને ખાવા નથી મલતું, જેની લોકોમાં સાચવટ ઘણું કરી રેહેલી નથી, એવા માણસોએ આપણા હિતની કંઇ વાત કહી હોય, અને તે ખરી જેવી ઊપરથી લાગતો હોય, તોપણ તે ઉપર વિશાવાસ એકદમ વીચાર કરયા અગાઉ મુકવો નહી; કારણ પાછલથી તેમા કંઈ પણ છલભેદ જણાઇ આવેછે.

---

## વારતા ૭૮મી.

## સાગનું ઝાડ અને કાંટાનું ઝાડ.

એક ઊંચું, સીધું સાગનું ઝાડ અરણ્યને મધ્ય ભાગે વધેલું હતું. તે નિત્યે પોતાની મોહોટાઇના ગર્વે પોતાની નીચે ઉગેલાં ઝાડોને ધીક્કારતું હતું. તે ઝાડોમાં એક કાંટાનું પણ ઝાડવું હતું, તેનાથી તેનો ગરવ ન સેહેવાયો. તેણે તે સાગને એક દાહાડો પુછયું, "ભાઈ, તું આટલો આહંકાર કેમ રાખે છે તે કહે." સાગનું ઝાડ મોજમજથી બોલયું, હું સર્વ વૃક્ષમાં સરેષ્ટ અને શોભાયમાન છું. મારૂં મસ્તક મેઘમંડલને ભેદીને પાર ગયું છે; માહારાં ડાળાં સદા લીલાં કુંજાર રહે છે; અને તમે એવાં છો કે, ઘણાં હલકાં. જે આવે તે તમને પગ તલે દાબી નાખે. મારાં પાંદડાં ઊપરથી જે પાણીનાં ટીપાંના રેલા રેલા પડે છે, તેથીજ કોઇ વખતે તો તમે ડુબી જાઓછો." કાંટાનું ઝાડ બોલ્યું, "તે સઘલું ગમે તેમ હો. પણ હું તને કહું છું તે ખરૂં માનજે, કે જે સમયે લાકડાં વાઢનારા તને થડ ઉપર કુવાડાના ઘા મારવા આવશે, તે સમયે અમારામાંનાં એક છેક હલકા ઝાડવાની સાથે પણ તું રાજી ખુશીથી તારી મોહોટાઇની અદલા બદલી કરવાને ઇચ્છીશ.

### સાર.

મોટા લોકોની પાછળ બહુ ઉપાધીઓ વલગેલ હોય છે, પણ તેટલી ન્હાનાઓને નથી હોતી. તેટલા માટે મોહોટા અને નાહાનાનાં સુખદુઃખનો વીચાર કરીયે, તો મોહોટાપણું સારૂં એમ કહેતાં ઘણો વીચાર

પડશે. એમ છતાં અધીકારથી અથવા સંપતીથી જેઓ મોહોટા થયા, તેમણે ગર્વ કરીને નહાનાઓનો તિરસ્કાર કરવો, એ કેટલું મુરખપણું ?

વારતા ૭૯ મી.

## બલદ અને બકરો.

એક બલદની પાછલ સીંહ પડયો હોવાથી તે જીવ લઈ નાસતાં પાસેના એક ગુફામાં સંતાઇ જવા લાગ્યો. પણ તેના નાકે એક બકરો ઉભો હતો, તે તેને માહે પેસવા દે નહી. તે દુખમાં ફસેલા બલદને કેહેવા લાગ્યો કે, આ મારૂં ઘર, એ માં તું પરાણે ભરાઇશ, તો હું તને મારીશ. બલદે ઘણા કાલા વાલા કરયા, કે "અરે મારી પુંઠે સિંહ લાગયો છે, માટે તારા ગ્રહુસ્થપણાને લાયક છે કે, મને આશરો આપવો." પણ બકરો તે કંઇ સાભલે નહી. શીંગડાં સામા માંડીને તે ઉછલી ઉછલીને બલદના અંગ ઉપર આવવા લાગયો, ત્યારે બલદ તેને કહે છે, "અરે, હું તારાથી અથવા તાહારા શીંગડાંથી બીહીતો નથી. શું કરૂં ? જો આ વખત મારી કેડે સિંહ નહોત, તો બલદની અને બકરાની યોગયતામાં કેટલો ફેર છે, એનો ચમતકાર તને તરતજ દેખાડયો હોત."

**સાર.**

**કોઇ પણ સંકટમાં હોય અને તેને સહાયતા ન કરીયે, એ માણસાઇને ઘટારત નથી. પછી સાહતા નકરીયે અને ઉલટા તેને ધીક્કારયે, અથવા ઉપદ્રવ કરીયે, અથવા તેના દુઃખ ઉપર હાહામ દઇએ, એ સરખી હલકાઇ, તથા નીચ બુધી બીજી શું છે.**

## વારતા ૮૦મી.

# પક્ષી અને પારધી.

એક પારધી પંખીઓ પકડવાને જાળ પાંથરતો હતો, તેવામાં પાસેના ઝાડ ઉપર એક પંખી બેઠું હતું તેણે તેને પુછયું, "અરે ભલા માણસ તું આ શું કરે છે?" પારધી જવાબ દેછે. "એ તમારે પક્ષીઓને વસવા સારૂ એક નગર બાંધું છું. એમાં જે પક્ષી આવીને રહેશે, તેને કશી વાતની અડચણ પડનાર નથી. કારણ તેમાં ચારો છે, રહેવાને નાના પ્રકારનાં ઠેકાણાં છે; સુવાને નરમ અને હુંફાળી પથારી યો છે; અને સારી સારી તેમની માદાઓ પણછે." તે પંખીયે તે સરવ સાચું માનયું અને પારધી જાળ બાંધીને ગયા પછી તેમા તે ફસાયું. પછી બહાર નીકલાયું નહી તેથી દુઃખ પામવા લાગ્યું. એવામાં તયાં ઘણાં પક્ષીઓ આવયાં તે સઘલાંઓને તેણે કહયું "અરે સંભાળો આતો પાસ છે. એમાં હું ભુલીને સપડાયોછું તે પારધી તમને મોહમાં નાખશે. પણ તમે તેનું વચન ખરૂં માનતા નહી. અને આ સમાચાર બધાંને કહી તેમને ચેતાવજો બે ચાર ઘડી પછી તયાં પારધી આવ્યો, તયારે તેને પેલું ફસાયેલું પક્ષી કહે છે "અરે ઠગારા તેં મને તો ઠગયો, પણ મનમાં ખચીત જાણજે કે હવે પછી તારી આ રમણીય સુખદાયક નગરીમા બીજો કોઇ પક્ષી વસવાને આવનાર નથી.

### સાર.

ધુતારા છે તેમને સારી પેઠે ઓલખયા નથી ત્યાં સુધી તેઓ લોકોને ધુતે છે. એક વાર તેમનું સ્વરૂપ ખુલલું થયું, એટલે લોક તેમના પડછાયે પણ ઊભા રહેતા નથી.

વારતા ૯૨મી.

## શીઆળ અને કાંટાનું ઝાડ.

એક શીયાલની પાછલ કુતરાં લાગ્યાથી તે ભયનું માર્યું એક વાડ કુદી જતું હતું, તેવામાં તે વાડમાંના એક કાંટાના ઝાડમાં હાથ, પગમાં કાંટા ભોકાવાથી અટક્યું. પછી તે કાટાના ઝાડની નીંદા કરીને કહે છે. "અરે નીચ તારો આસરો કરવાને હું આવયું તેમ છતાં તું મારી સાથે આવું નીરદયપણું વાપરે, એ તને લાયક નહીં. કાંટાનું ઝાડ ઊતર દે છે. "અરે! તું મને ઝાલીને તાણે અને હું કંઇ બોલુંજ નહી; જે કરેતે છાનું માનું સહી રહું, એવું તારા મનમાં હતું કે? તો આજ થકી એ સારી પેઠ જાણજે કે કોઇને વલગી પડવું એ અમારોજ હક્ક છે. માટે અતયાર પછી તું કોઇ દીવસ પણ કાંટાના ઝાડની વાટે જઇશમાં.

સાર.

દુર્જનછે તે બીજાને ઉપદ્રવ કરે છે. પણ પછી કોઇ તેના માથાનો મળી તેને સામો પેચમાં લપેટી લે, ત્યારે તે તેની નિંદા કરવા લાગે છે. અને કહે છે, "અહો! આવા ગ્રહસ્થ થઇને અમને એમ કરે એ એમને ઘટે નહી." પણ પોતાના મનમાં એમ સમજે નહીં કે, નિરપરાધી લોકોને ઉપદ્વ કરનાર એવા આપણને ઓળખ્યા છતાં ઘણા લોકો આપણને દુરજન સમજી જતા કરે છે, એ તેમનો આપણા ઊપર મોટો ઉપકાર છે."

## વારતા ૮૨મી.

## બીલાડી અને ઊંદર.

કોઇ એક ઘરમાં ઊંદર વધી પડયા હતા, તયાં એક બીલાડી આવી. તેણીયે તે ઊંદરોમાંથી કેટલાકને ખાઇને ઓછા કરયા. તે જોઇને એક દાહાડો બાકી રહેલાઓએ એકઠા થઇને એવો નિશચાય કરયો કે, “આપણે ઊપરથી હેઠળ કોઇએ ઊતરવું નહી.” તે દીવસથી બીલાડીને હાથ ઊંદર આવ્યા નહી અને તેણી ભુખે મરવા લાગી. પછી તેણીયે ખીટી સાથે પોતાના પગ વળગાડીને મુઆનો ઢોંગ કરયો. તે જોઇને ઊપરનો એક ઘરડો ઊંદર તેને કહે છે, “અરે! ઢોંગી, તું સુખેથી ટંગાઈ રહે! એ તો શું? પણ તારૂં પેટ ચીરીને માહે પરાળ ભરેલી તને અમે જોઇયે, તોપણ હવેથી અમે તારો વીશ્વાસ કદી રાખનાર નથી.

### સાર.

ઘાતકી, કપટી, અને ઠગ માણસના મધુર વચન તથા ઉપરનાં કામો લોક ખરાં માને છે, તેથીજ તેઓ તેમનાથી છેતરાય છે. એકવાર તેઓનું સ્વરૂપ જેમણે બરાબર ઓળખ્યું છે, અને તેઓ લુચ્ચા છે, એવો જેઓના મનમાં પક્કો નિશચય આવ્યો છે, તેઓને તેવા દુષ્ટ માણસો કેવી રીતે છેતરવાના છે?

વારતા ૮૩ મી.

## શીયાળ અને ગામડીયો.

એક શીયાળની કેડ પારધીઓએ ઘણી લીધી, તેથી તે જીવ બચાવવા દોડતાં દોડતાં હાંફી ગયું. તેવામાં એક ગામડીઓ રસ્તા ઉપર ઊભો જોઈને તે શિયાળે તેની પ્રાર્થના કરી કે, "પરગજુ માણસ! મને તારા ઝુંપડામાં સંતાવા દે." ગામડીયાએ તેને ઘરમાં સંતાડયું. જયનું મારયું શીયાળ તેના ઝુપડાના એક ખુણામાં દબાઇ બેઠું, તેવામાં તયાં પાછળથી પારધીઓ આવી પહોચ્યા. તેમણે ગામડીયાને પુછયું, "તમે કોઇ શીયાળ અહીં થઇને જતું દીઠું?" ગામડીયાએ મુખથી "દીઠું નથી." એવો ફકત જો કે જવાબ આપયો, તોપણ શીયાળ સંતાયું હતું તે ઠેકાણે તેણે આંગળી વડે બતાવ્યું. પણ તેઓ તેની સાન ન સમજતાં જતા રહ્યા. પછી શીયાલે હલવે રહીને ત્યાથી નીકલીને જેવું જવા લાગયું, તે વખત ગામડીયો તેને કહે છે, "અરે! આવીજ તારી રીત કે? જેણે તારો પ્રાણ ઊગારયો તેની તુ જતી વખત રજા સરખી પણ માગતો નથી." પણ શીયાલે તેનું કૃત્યથી જોયું હતું, તે મનમા રાખીને ઉતર દેછે, "ભાઈ! તારા બોલવા પ્રમાણેજ જો તારૂં કરવું પણ હોત, તો તારો ઉપકાર જીભથીએ માનવાને હું ચુકત નહી."

**સાર.**

કેટલાક અધમ માણસ એવાં છે કે, બાહારથી બોલવામાં મોટી ઉદારતા તથા ઊંચુમન દેખાડે છે, પણ ભીતરથી સાચા માણુસનો નાશ કરવાનો ઊદયોગ કરે છે.

ઊઘાડો વેરી સારો, પણ મીત્રને વેષે માંહેથો શતરૂનું કરમ આચરે છે તેવા વીશવાસઘાતીનું મુખપણ જોવું નહી.

---

### વારતા ૮૪મી.

---

## કુતરે કરડેલો માણસ.

એક માણસને કુતરો કરડયો તેને એક ડોસીએ જખમ પર એવો ઊપાય બતલાવ્યા કે, "રોટલાનો કડકો લઇને ઘા ઊપર બાંધ્યા પછી તે કડકો જે કુતરો કરડયો છે, તેને ખવરાવ, એટલે ઝેર ઊતરી જશે." તે માણસ તે પરમાણે કરતો હતો, એટલામાં એક સમજુ માણસ તે રસ્તેથી જતો હતો તેણે પેલા માણસને પુછયું, "અરે! આ, તું શું કરે છે"? તે ઘાયલે સઘલી હકીકત કહી, તે સાભળીને તે ડાહાયો માણસ તેને કહેછે "અરે રે, જો એમછે તો હું તારી પાસે એટલું માગી લઊંછું કે, એ તું છાનું માનું કરજે. જો કદાપી એ સમાચાર આ ગામના કુતરાં જાણશે, તો તેઓ એકે એક માણસને કરડી ઘાયલ કરયા વગર મુકનાર નથી.

### સાર.

અપરાધીઓને તો શીક્ષાજ થવી જોઇએ; તે ન કરે અને જે પુરૂષ તેમનાથી ડરીને તેમને રીઝવવા આગતા સ્વાગતા તથા ખુશામત કરે, તો તેથી ભલાઓની શોભા જાય અને લુચ્ચાઓનું જોર ચઢી વાગે.

---

વારતા ૮૫મી.

## નસીબ અને છોકરો.

એક છોકરો એક કુવાના થાળા ઊપર ઊંઘ્યો હતો તેને જોઇને, નસીબે તેને જગાડીને કહ્યું "અરે! જો કદાપી તું થાળા પરથી ગગડીને કુવામાં પડીશ તો લોક તારો વાક નહી કહાડે, પણ તેઓ સામા મને બદનામ કરશે".

સાર.

સઘળા લોકોની એવીજ રીત હોય છે કે, એકાદો વાત સારી થઇ, તો કહેશે કે, તે અમે કરી; અને માઠી થઇ તો દૈવને દોષ દેછે. તેઓ પોતાની કુડી કરણીનો વાંક કદી કહાડતા નથી.

વારતા ૮૬મી.

## ખચ્ચર.

એક ખચ્ચરને ચરવાનું પુષ્કળ મળતું, અને તેને કામ થોડું કરવું પડતું. તે ગમે ત્યાં કુદતું, તેથી કેટલાક દીવસ એવી રીતે વીત્યા પછી તે શરીરે તાજું થઈ તોફાની થયું, અને ફરવા લાગયું. કોઇએ કહ્યું કે, "તુ જે ઘોડાનું બચ્ચું છે, તે ઘોડો જેવો તેવો નહી પણ મોટી સરતો જીતનારો હતો. તે સાંભળીને ખચ્ચરે મનમાં નીશ્ચય કરયો કે, કામ પડશે તો હું પણ ઘોડાની પેઠે લાંબી મંજલ ચાલીશ. થોડા દાહાડા વીત્યા પછી એક દીવસે તેનો ધણી તેના ઊપર બેસીને કંઇ જરૂરનાં કામ સારૂં જતો હતો. તેણે તે ખચ્ચરને વ-

ધારે દોડાવવા માટે પુષ્કળ સોટીઓ મારી, પણ તે ચાલતાંજ થાક્યું તો પછી તેનાથી દોડાય તો ક્યાંથીજ? આવી હાલતમા વળી તે ખચ્ચર મનમાં કેહેવા લાગયું "અરે! હવે મારૂં ઘોડાનું પરાક્રમ ક્યાં ગયું? મને તો એવું ભાસે છે કે, મારો બાપ ઘોડો નહી પણ ગધેડો હશે.

### સાર.

જે ઘરડાઓની મહોટાઇ પરાણે ખેંચીને ગુણ, કરમ વગર પોતાની કરી લેવા મથે છે, તે મુરખ જાણવા. જે તેની જાતેજ મોટો માણસ છે, તે પોતાનાં કામ તથા ગુણથીજ જગતમાં મોટો ગણાય છે. ઘણું કરી જેનામાં જાતી ગુણો કે પુરતું બલ હોતું નથી, તેજ બાપ દાદાના નામવડે પોતાનો ઓળખાણ દુનીઆને કરાવે છે, પણ તેમાં તે ઉલટો વધારે હલકો તથા અપ્રસીધ દેખાય છે.

---

### વારતા ૮૭મી.

## શીયાળ અને માંકડું.

એક સમયે સઘળાં પશુઓએ મળીને માકડાંને પોતાનો રાજા પસંદ કરીને બનાવ્યો. રાજ્યાભીશેક થતાંજ તેણે પોતાની અંદર અનેક ગુણો તથા ડહાપણ રહેલાં છે, એવું ડોળ દેખાડ્યું. પશુઓનું આ મુરખાઈ ભરેલું કામ જોઇને એક શીયાળને માઠું લાગયું. તેણે મનમાં નીશ્ચય કરયો કે, એકાદ દીવસ હું એ માકડાને લાલચમાં ફસાવીને પછી બધા પશુંઓને નીચું જોવું પડે એવું કરીશ. કેટલાક દાહા-

ડા ગયા પછી એક ખાડામાં કોઇએ જનાવર પકડવાને રોટલો ઘાલીને એક પાંજરૂ ગોઠવ્યું હતું. તે જોઇને શીયાળે માંકડાને કહ્યું કે, "મેં એક ઠેકાણે થાપણ મુકેલી જોઇછે; અને તેનો કોઇ ધણી દેખાતો નથી. તેટલા માટે ધરમશાસ્ત્ર પ્રમાણે થાપણ રાજાની ગણાવી જોઇયે. માંકડાને તેના છળભેદની ગમ પડી નહી, તેથી તે તરત પેલી થાપણ લેવાને ઊછલ્યો, અને રોટલાને હાથ અડકાડતાંજ પાંજરામાં સપડાયો. શીયાલ વલી ઉપર તેને ખીજવવા લાગયું. આવી દશામાં માંકડો બોલ્યો કે, "તું કપટી, પાપી, રાજદરોહી છે, પણ હું તને તેની સારી પેઠે શીક્ષા કરયા વગર મુકીશ નહી. તે સાંભલીને શીયાળ ખડ ખડ હસ્યું; અને જતી વખત પાછું જોઇને ડોકું હલાવી માંકડાને કહેછે, "કેમ રે, તું પોતે રાજા છતાં બંધીવાન કેમ" ?

## સાર.

અલ્પ બુદ્ધીવાલા પુરૂષે રાજયનો કારભાર માથે લેવો નહી; જો તેવો પુરૂષ લે તો, તે પોતાનો તથા લોકોનો સ્વારથ બીગાડે છે. એવા મહોટા અધીકારને તેજ પુરૂષ લાયક છે કે જે બીજાઓ કરતાં વધારે હુશીઆર, પરમાણીક તથા સતયવાદી છે. વળી આ ઊપરાંત જે લોકોની રીતો નીતી સારી પેઠે જાણેછે તેમ દુરજનોના પ્રપંચ સમજી જઇ તેમાં ફસાતો નથી. વલી તે ઊદયોગ નીરાભીમાની, શુરવીર, વીચારી તથા સંતોષી પણ હોય. એવા ગુણો ન છતાં જે રાજય પદ ધારણ કરેછે, તેની વખતે કેવી દશા થાયછે, તે વારતામાં જણાવેલા વાંદરાની થયલી સ્થીતી પરથી સમજવામાં આવે છે. એવા મુરખ

રાજાઓને ધુતારાઓએ એક એક વખત વશ કરી લીધા પછી પરજાના કલ્યાણમાંથી તેમનું મન પાછું ખેંચી લેઇ તેને વીષય ભોગ તરફ વાળી પછી તેઓ પરજા તથા રાજાનું હીત બગાડી પોતાનો સ્વાર્થ સાંધી લેછે.

---

### વારતા ૮૮મી.

## શીયાળ અને રાની ભુંડ.

એક રાની ભુંડ ઉભું ઉભું ઝાડના થડે પોતાની દાઢ ઘસતું હતું, તેવામાં ત્યાં એક શીયાળ આવી તેને પુછે છે, "અરે! તારા ઉપર કોઇ દુશમન ચઢી આવયો હોય, એવું તો કંઇ આસપાસ નજરે પડતું નથી અને તેમ છતાં અમથુંજ દાઢ ઘસે છે, તેનું શું કારણ?" ભુંડ ઉતર દેછે, "ખરી વાત, મીત્ર! પણ તું જાણે છે કે, નવરાસની વખતેજ પોતાનું હથીયાર તઇયાર કરી રાખવું. કેમકે, અવઘડની વખતે ફુરસદ મલશે, એવો શો ભરોસો?

**સાર.**

ઘરને આગ લાગયા પછી જે આગ બુઝાવવા કુવો ખોદવા માંડે, એ મુરખ જાણવો. જયાં સુધી બાલપણ છે, અને માંથે વડીલો છે, તથા સંસારનો ખટલો નીભાવવો પડતો નથી, ત્યાં સુધી એવી વીદ્યા ભણવી, કે જેથી તરણાવસ્થામાં પોતાનું તથા કુટુંબનું સારી રીતે ગુજરાન ચાલે. તેમજ તરૂણપણે તે વીદ્યાનો અનુભવ લેવો, ઇંદ્રીયો સ્વાધીન રાખવી, વ્યસન થકી દુર રહેવું, ધનનો સંચય કરવો, કે જેથી વરૂધાવસ્થા સુખમાં જાય.

એવી અગમચેતી જે પેહેલાંથી રાખે છે, તેનેજ સાવધ તથા સમજુ કહેવો અને તેણેજ અવતાર સારથક કરયો એમ જાણવું.

---

વારતા ૮૯મી.

## પારધી અને ચકલી.

એક પારધીયે પંખીઓ ઝાલવા સારૂ જાળ પાથરી હતી, તેમાં એક ચકલો સપડાયો. પછી તે વીલાપ કરીને કહે છે, "અરે રે! મારા પર કેવું દુઃખ આવી પડયું છે! મેં એવો શો અપરાધ કરયો છે? મેં કોઇનું સોનું રૂપું તો ચોરયું નથી. એક ચોખાના દાણા સારૂં મને જીવ જવાની શીક્ષા!"

સાર.

આ જગતમાં નયાયની રીતી એવી છે, કે કોઇ એક ગરીબે નહાનો સરખો અપરાધ કરયો હોય, તોપણ તેને મોટી શીક્ષા થાય છે; અને જે ધનવંત, તથા મોટા ઇજતદાર ગણાય છે, તેઓ લોકોના લાખો રૂપીઆ ધાલી ને, સરમાવીને તથા લાંચ આપીને નયાયના ફાંદામાંથ છુટી જાય છે.

---

વારતા ૯૦મી.

## ધુડ અને તીડ.

એક ધરડો ધુડ ઝાડના પોલાણમાં સુતો હતો. તેજ ઝાડની હેઠલ એક તીડે ગાયન કરવા માંડયું. તે સમય ધુડે બે ત્રણવાર તીડને વારયું કે, "ભાઇ! તું અહીંથી જા; મને તારા

ગરબડાટથી હેરાન ન કર. તારા કીરકીર શબ્દથી મને ઊંઘ આવતી નથી. તે ઉપરથી તીડે તેને ધીક્કારીને ગાળો દેવા માંડી. તે બોલ્યું કે, "તું લુચો ચોર છે, રાતે બાહાર જઇને ચોરી ઉપર પેટ ભરે છે, અને દાહાડે ઝાડની બખોલોમાં સંતાઇ રહે છે." ઘુડે તેને કહ્યું "અલયા તું મોહોડું સંભાલી બોલ, નહી તો પછી પસ્તાઇશ." તોપણ તીડ તે કંઇ સાંભલે નહી. તેણે ઘુવડની નિંદા કરીને ફરીથી ગાયનનો આરંભ કરયો, ત્યારે ઘુડે તેની મીથ્યા સ્તુતી કરવા માંડી. તે બોલ્યો, "ભાઇ! ક્ષમા કર મારાથી તારો અપરાધ થયો, પણ હવે મારા અનુભવમાં પક્કું આવ્યું, કે જાગવું તો તારું મધુર ગાયન સાંભલતાજ જાગવું. તારા કોમલ સ્વર આગલ સારંગી તો કંઇજ નહી; તારું ગાયન સાંભલીને કોયલ પણ લજવાય. પણ મને ભલું સાંભરયું. મારી પાસે અમરતની કુપી છે, તે માંથી એક ટીંપુ તને જોઇએ, તો પાઇશ, કારણ તારું ગલું ગાતાં ગાતાં લુખ્ખું પડતું હશે. ટીડ તરસ્યું થયું હોવાથી પેલા ઘુવડ પાસે અમૃત પીવાની લાલચે ગયું, તેવુંજ તે પાસે આવતાંજ ઘુવડે ઊચકીને તેને મહોમાં મુકયું.

### સાર.

કેટલાક માણસના સ્વભાવને બીજાનું કરેલું પસંદ પડતું નથી. તેથી તેઓને એક બે વારવી નવીને કંઇ કરવાનો ના પાડે, તો તે ફરી ફરીને કરી તેથી તેમને ત્રાસ અને દુખ આપવાં, એ વાજબી નહી; અને ઉપદરવ કરીને ઊલટી વઢવાડ કરવી, એતો છેકજ હલકાપણું. પછી જે માણસ એવું કરેછે તેને ઉપદરવ પામેલો શખસ જો સજા કરે, તો તેમાં આશ્ચરય નહી.

વારતા ૯૧મી.

## એક કાણું હરણ.

એક કાણું હરણ નીત્ય સમુદ્ર તીરે ચરતાં તેની ફુટેલી આંખ સમુદ્ર ભણી, અને સાજી જમીન ભણી એવા વીચારથી રાખતું હતું, કે કોઈ મારવા આવે તે જણાય. એવી સાવચેતી વાપરી તે પોતાની જાતને ઘણી નીરભય માનતું હતું. તે કાણા હરણને એક પારધીએ ઘણા દીવસ થયાં નજરમાં રાખયું હતું, પણ ઉપલી યુક્તીથી હરણ તેના હાથમાં આવતું ન હોતું. આથી એક દીવસ હોડીમાં તે પારધી બેસીને હળવેથી સમુદ્રના રસતે તેની નજીક આવયો; અને ગોલી મારીને તેનો નાશ કરયો. પ્રાણ મુકતી વખત તે હરણ એવું બોલયું કે, "અરે દૈવ! તારી ગતી અગમય છે; જે બાજુથી ભયની મને ધાસતી હતી, તે તરફથી તો મને ઉપદરવ થયો નહી; અને જે બાજુએ ભય નથી એવું ભાસતું હતું, તેજ દીશા તરફથી મારૂં મોત આવ્યું."

### સાર.

આ મૃત્યુ લોકમાં માણસની પુંઠે ઘણી પ્રકારના ભય લાગેલાં છે, જે ટાળવા આપણે ગમે તેટલું સંભાલીયે, તોપણ છેક નીરભય જેવા આપણે કદી થઇ શકવાના નથી. પ્રપંચ તથા દુખમાંથી છુટવાના ઊપાય થોડા છે, પણ તેમાં ફસવાનાં કારણો અસંખ્ય છે; ત્યાં આગલ આપણો ચોકસાઇ કેટલી ચાલશે? જે અઘવડો આપણા લક્ષમાં આવે છે, અથવા જેઓ પ્રગટાં જણાય છે, તેઓમાંથી આપણું રક્ષણ થઇ શકશે; પણ

જે અગવડો આપણા લક્ષમાં પણ આવતી નથી, તેમાંથી છુટવાના શા ઉપાય ? ઊપલી વારતાનો ટુંકો સાર એ કે, આપણે નીરભય છીયે એમ કદી કોઇએ માનવું નહીં; અથવા ચોગરદમથી ભયમાંજ ભરાયા છીયે, માટે નીરભય થવાની પાછલ ઘણું લાગવું નહી. જેમ નીરભય થવાનું આપણા હાથમાં નથી, તેમ રાત્ર દીવસ ભયની ચીંતા રાખવી, એ પણ મુરખપણું છે.

---

વારતા ૯૨મી.

## નદીનું માછલું અને સમુદ્રનું માછલું.

એક નદીનું માછલું રેલની તાણથી સમુદ્રમાં ખેંચાઈ-ગયું. તે નવા દેશમાં ઘસડાઈ આવતાંજ ત્યાંની જળચર વ-સ્તીને તરણાં બરાબર તુચ્છ ગણવા લાગયું. તે બોલયું "મારો દેશ, તથા મારી જાત, તથા કુલ તમારા કરતાં ઘણાં ઊંચાં તથા ઉતમ છે. માટે તમને બધાંને ઘટે છે કે, સઉથી ઊંચું આસન આપી મને માન આપવું." તેની પાસે એક બીજી જાતનું માછલું ઉભું હતું, તેણે તે સાંભળીને જવાબ દીધો, "અરે ! હવેથી એવી વાત બોલીશ નહી. કદાચીત તું અને હું એકજ જાળમાં સપડાયાં, તો તને ખબર પડશે, કે ઊંચું કુળ કોનું અને ઊંચું આસન કોને ઘટે. મહોડે માગતા દામ આપીને મને શ્રીમંત લોકો ખાવાને ઘેર લઇ જશે; અને તું ગરીબ લોકોને ત્યાં હલકી કીંમતે વેચાઇશ, એટલુંજ નહી પણ વખતે બીજી જાતની સાથે મફત માગી લોધામાં જઇશ."

સાર.

પરસ્થળે જઇને તે સ્થળની નીંદા અને સ્વસ્થળની સ્તુતી જે પુરૂષ કરે છે, તેને દાંભીક જાણવો. દરેક માણસને પોતાના દેશ ઉપર પ્રીતી સ્વભાવીક રીતે હોય છે. આપણે જો પરદેશનો તીરસ્કાર કરીને સ્વદેશનું વખાણ કરવા લાગીએ, તો તે દેશના લોક આપણને નીષેધી સ્વદેશની પ્રસંશા કરશે. આપણો દેશ ખરેખરો સારોછે, માટે આપણે મહોટા થઇએ છીયે એમ નથીં. મોટા થવામાં જાતી ગુણો જોઇએ છે. કોઇ પણ દેશનો રહેનારો હોય તોપણ જે વોદ્યાન અને ગુણવાન છે, તે સરવ દેશોમાં પ્રતીષ્ટા પામે છે.

---

વારતા ૯૩મી.

## બે પંડીતો.

એક સમયે એક મહા પંડીત રમતો હતો, તે જોઇને કોઇ એક બીજા પંડીતે તેની ચેશ્ટા કરી. આ ઊપરથી મશકેરી રનારનો ગર્વ ઉતારવા સારૂ પેહેલા પંડીતે એક કામઠી મંગાવી તેની પણછ ઊતારીને તે સીધી કરીને ભોંય ઉપર મુકી. પછી તે પેલા બીજા પંડીતને કહે છે, "આ મારા કોહેડાનો અરથ કહીશ, તો તું વીદ્વાન ખરો". તે પંડીતથી તેનો અરથ જયારે ન સમજાયો, ત્યારે તે બીજા પંડીતને કહેછે. "તેનો અરથ હવે તમેજ કહો;" રમત રમનાર પંડીત બોલયો, "તારાથી નથી સમજાતો, તો હું કહુંછું તે સાંભળ." આ

કામઠી સદા વાળેલી રાખીએ તો વેહેલી ભાગી જાય; અને કામ પડે ત્યારે વાળીએ, તો ઘણા દહાડા સુધી ટકે, અને કઠણ રેહેવાથી વતું કામ કરે."

### સાર.

ઉપલી વારતાનો સાર એ કે, માણસનું મન પણ કામઠી જેવું છે. એને સદા કામમાં ગુંચવી રાખવાથી તે શકતી રહીત થઇ જાય છે, અને ખપ પડે તયારે ઉપયોગી થતું નથી. માટે હસવા રમવાથી ચીતને વીશામ મલે છે અને તેવો નીરદોષ રમત ગમત બુધીને તીક્ષણ કરે છે. માટે ફુરસદના પ્રસંગે મોટા જનોએ પણ સુખેથી હસવું રમવું.

---

### વારતા ૯૪મી.

## ડુમ કાગડો અને ખબુતર.

એક ખડામાં ખબુતરો રેહેતાં હતાં. તેમની મંડલીમાં પોતાના પીછાંને ધોલા રંગીને એક ડુમ કાગડો પેઠો. તેણે મૌન જયાં સુધી રાખયું ત્યાં સુધી ખડામાંના ખબુતરોના ઓલખયામાં આવયો નહી. કેટલાએક દાહાડા એવી રીતે વીતયા પછી એક દાહાડો કાગડાને પોતાના સ્વરૂપનું ભાન ન રેહેતા તે 'કાકા' કરવા લાગયો. તેનો અવાજ સાંભલતાં ખબુતરો તેની જાત જાણી ગયાં, અને તેના પ્રપંચ માટે તેને શીક્ષા કરીને કાઢી મેલયો. હાડમાર થયેલો તે કાગડો પાછો પોતાની મંડલીમાં ગયો, પણ તેનાં રંગેલાં ચીત્ર વીચીત્ર પીછાં જોઇને તેની જાતપર શક જવાથી ડુમ કાગડાઓએ

પણ તેને મારો કાઢયો. એ પરમાણે તે કાગડે પોતાને અંગે ન હતી એવી યોગયતા લાવવાની માથાકુટ કરતાં, જે તેની હતી તે પણ ગઇ, અને નહીં કાગડામાં કે નહી ખબુતરમાં, એવો ઉભય ભ્રષ્ટ થયો.

સાર.

વેષધારી ઘણા દાહાડા સુધી લોકોને ઠગવા પામતો નથી, એ તેના સંબંધમાં એક સારી વાત છે. તેઓની કેહેણી અથવા રહેણી એકાદ સમય પણ તેના વેષમાં કંઇ ખોડ ખાપણ તેની બેખબરીમાં દેખાડી આપે છે, અને જેથી તેનો ઢોંગ તરત લોકોના સમજવામાં આવે છે.

---

વારતા ૯પમી.

---

## ભુંડણી અને કુતરી.

એક સમય એક ભુંડણી તથા કુતરીનો મેલાપ થયો. તે વેલા બેમાંથી જલદી કોણ વીઆય છે, એ વીશે બંનેમાં તકરાર ચાલી. કુતરી કહે છે, "હું એકેકી બેપે પુષકલ બચ્ચાં જણું છું અને મને જણતાં ઘણા મહીના લાગતા નથી. ભુંડણીં જવાબ આપે છે, "અલી! તે ખરૂં; જણવા સારૂં તું દર બેપે ઘણી ઉતાવલી થાય છે, અને તેથીજ તારાં બચ્ચા આંધલાં અવતરે છે, પણ મારૂં વેતર તેવું આંધલું જનમતું નથી."

સાર.

ઊતાવલથી જે કામ કરયે તે કાચું રહે છે.

વારતા ૯૬ મી.

## ચકલી અને સસલું.

એક ગરૂડ પક્ષી સસલાને નખોમાં ઝાલીને તેની ગલચી ઉપર જે જગયાએ બેઠું હતું, તેની પાસેનાજ ઝાડ ઉપર એક ચકલી પણ હતી. તે ચકલી પેલા સસલાને કહે છે, "અરે તુ મુરખ છે. ધીક! તારા જીવતરને અલયા! છાનો માનો પડી રહીને અમથો પોતાનો જીવ કેમ ખોય છે? ઉઠીને ગરૂડના સામો થા. હું જાણું છું, કે જો તું મેહેનત કરોશ તો જાતે ચપલ હોવાથી શતરૂના હાથમાંથી સેહેજમાં છુટકી જઇશ." એવી રીતે તે ચકલીએ મોતની ઝાટે ચડેલા તે સસલાને ધિઃકારીને કહે છે, એટલામાં એક બાજે ઝડપ મારીને તેને ઉંચકી. તે વખત તેણીએ બહુ વીલાપ કરયો, પણ તે ન સાંભલતા બાજ તેને લઇને ચાલયો. તે જોઇને સસલે મરતી વખત કંઈક સંતોષ પામોને તે ચકલીને કહે છે, "અલી તું તારી જાતને નીરભય માનીને મને ધિઃકારતી હતી, પણ તારા ઉપર પણ મારા જેવોજ પ્રસંગ આવી પડયો છે, તો હવે કેવી હીંમત તથા બાહાદુરી વાપરી તેમાંથી છુટાય છે, તે તો મને કરી દેખાડ."

સાર.

જેઓ બીજાને માત્ર રૂડી શીખામણ આપે છે અને પોતાના ઉપર વીતે ત્યારે ગભરાય છે, તે પુરૂષની હાંસી થાય છે.

વારતા ૯૭ મી.

## રાજા અને તેનો ચાકર.

ઉનહાળાના દાહાડામા કોઇ એક શેહેરનો રાજા નગર બ્હાર શેહેલ કરીને પાછો આવતાં તે રસ્તે પોતાના બાગમાં ગયો. તે બાગમાં તરેહ તરેહનાં ઝાડ હતાં તેમના ગુણ, દોષ પુછતો આમ તેમ તેમાં ફરતો હતો, તેટલાં વાડીમાં કામ કરતો રાજાનો એક દાસ, સારી પેઠે બની ઠનીને હાથમાં પાણી છાંટવાની ઝરી લઇને જે તરફ રાજા ફરતો, તેણી મેર રસ્તો છાંટવા લાગયો. પાણી છાંટતાં મનમા એવો વીચાર કરતો કે, "હું વેચાંણદાસ છું, અને તેથી રાજા મારી ભાવ સહીત ચાકરી જોઇને પ્રસન્ન થશે, અને દાસપણામાંથી મારો છુટકો કરશે." આવા વીચારથી રાજાની આગલ ફરી વલી આડી અવલી વાટે જઇને છંટકાવ કરતો. પણ તે રાજા તેની એવી ભાવ સહીત ચાકરીને ખુશામદના રૂપમા જોવા લાગ્યો, અને તેને હાંક મારી; તેવોજ તે દોડતો દોડતો આવીને આશા ભરયો ઘુંટણીએ પડી તેની આગલ ઉભો રહ્યો. રાજાએ તેને કહ્યું; "અરે! તેં પોતાનું કામ મુકીને આટલી વાર મેહેનત કરી, એની કંઇ જરૂર ન હોતી. એટલી વખત તેં કંઇ બીજું કામ કરયું હોત, તો તે વધારે ઊપયોગી થાત. તો હવે હું તારો સંદેહ મટાડું છું, કે તારી આશા મારાથી સફલ થવાની નથી."

### સાર.

મતલબને સારૂ આગલ થઇને ખુશામદ કરનારા જે માણસો છે, તેઓ પોતાની તરફથી બીજાને ખુશ કરવા સારૂં જેમ જેમ વધુ મેહેનત કરે છે, તેમ તેમ સુજ્ઞ

પુરૂષોને તેમનાથી વધારે કંટાલો આવે છે, અને તેથી તેમનો સ્વાર્થ સંધાતો નથી, અને મેહેનત ફોકટ જાયછે.

વારતા ૯૮ મી.

## ઘેટાં ખાનાર અપકારી કુતરો.

એક ભરવાડ તેના કુતરા ઉપર ઘણોજ વીસવાસ રાખતો હતો. બાહાર જતો તયારે તે કુતરાને ઘેટાં સોંપીને જતો, અને તેના ઊપર બધું નાખીને તે પોતે નીરાંતે રહેતો. તે કુતરો સોંપેલી ચાકરી હોંસે બજાવે, માટે તેને તે નીત્યે માખણ રોટલો ખવરાવતો, તેને લાડથી વારે ઘડીયે બોલાવતો, પણ એટલું બધું તેનો ધણી તેના માટે કરતો, તોપણ પીઠ પાછલ એકાદું ઘેટું તે કુતરો મારી ખાતો. કેટલેક દાહાડે તે ભરવાડે કુતરાનો ચોરી જાણી તેનો પ્રાણ લેવા માંડયો. તે વખતે કુતરો તેને કહે છે. " અરે ! મારા અન્ન દાતાં, તું મારો જીવ લેઇશ નહી. જો, હું તારો રાંક જુનો ચાકર છું. કોઇવાર મારાથી ભુલમાં એકાદો અપરાધ થયો હશે, પણ તેટલા ઉપરથી તું આટલો નીરદય થઇને મને દેહાત શાસન કરે છે, એ તને ઘટે નહી. વરૂ નિતય તારી સાથે વેરીનુ કામ સાધી તારાં ઘેટાં મારી ખાય છે, તેની ઊપર તું કેમ આટલો ક્રુર થતો નથી ? ભરવાડે તેને જવાબ દીધો "અરે લુચ્ચા ! તને તો વરૂ કરતાં સો ઘણી વતી શીક્ષા થવી જોઇએ; કેમકે વરૂંથી અપકાર થાય છે તે મને સારી પેઠે માલમ છે, તેથી તે વીશે તો હું સંભાલી શકું; પણ તું તો મારો વીસવાસુ ચાકર, તેમ હું તારા ભરોંસે રહું છું, અને તારી ચાકરીના બદલામાં રૂડી રીતે તારૂં પોષણ કરૂં છું;

તેમ છતાં તેંજ મારો અપરાધ કરયો, તે મારાથી ખમાતે નથી. તહારો અવગુણ ક્ષમા કરવા જોગ નથી. ” એમ કહી ભરવાડે તે અપકારી કુતરાનો જીવ લીધો.

સાર.

જેનું આપણે ભલું કરીયે, અને જેના ઊપર આપણે વીશવાસ રાખી તેની સાથે આપણે મીત્ર બુદ્ધીયે ચાલયે, તેના થકી જે અવગુણ થાય, તે સેહેવાય નહી. એવો નોકટ સંબંધવાલો માણસ જે અવગુણ આપણને દગો દેય કરી શકે છે, તેનો સોમો હિસ્સો પણ શત્રુથી થતો નથી. માટે મીત્રાઇના વેશમાં દુશમનની ગરજ સારનાર માણસને જે શીક્ષા થાય છે, તે તેના અપરાધ પ્રમાણે નહી; પણ તે જે વેદના આપે છે, તેને અનુસરતી ઘણું કરી થાય છે.

---

વારતા ૯૯ મી.

## ચોર અને કુતરો.

એક માણસના ઘરમાં ખાતર પાડી ચોરી કરવા એક રાત્રે ચોર આવયો. બારણે બાંધેલો કુતરો તેને જોઇ ભસવા લાગ્યો, ત્યારે ચોરે તેને છાનો રાખવા તેના તરફ રોટલાનો કટકો નાખ્યો. તે કુતરાએ તે રોટલાના કડકા તરફ જોયું પણ નહી અને ચોરને કહે છે, “ અરે ! પ્રથમ તો મને વહેમ માત્ર આવયો હતો, કે આટલી મોડી રાત્રે અહીંઆં આવયો છે, તેથી તું કોઇ નઠારો માણસ હઇશ; પણ તેં લાંચ આપી, તેથી તને મેં બરાબર ઓલખી લીધો.

હું મારા ધણીનું ઘર સાચવું છું, માટે તું આ ઘરની આસપાસ છે તયાં સુધી હું ભસ્યાજ કરીશ, એ અચીત જાણજે. માટે આવ્યો તે રસ્તે તું પાછો ચાલયો જા."

સાર.

કામ કાઢી લેનારા મતલબીઆ, જેઓ મુરખ તથા લોભી છે, તેમને લાંચ આપોને વશ કરે છે; પણ જેઓ મોટા, પ્રમાણીક, તથા સ્વાગી ભકત છે, તેઓ લાંચથી વશ થતા નથી.

---

વારતા ૧૦૦ મી.

## સારંગીવાલો.

કોઇ સારંગીવાલો દારૂવાલાના પીઠામાં જઇને ગાઇ વજાડીને તેમાં બેઠલા છાકટાઓને બહુ રીઝવતો હતો. તેઓની હદ ઊપરાંત વાહવા સાંભલીને તેને એવું લાગયું કે, "કોઇ દીવસ આપણે નાટક સભામાં જો આપણો ગુણ બાડીએ, તો પૈસા અને શાબાસી એકદમ મેલવીયે બરા." તેની તે વીશે ઘણી આરત જોઇને નાટક વાલાઓ તેને સભામાં લઇ ગયા; તેવારે તયાં જગાની મોકલાસને લીધે અને લોકોની ભીડાભીડને લીધે, તેનો સાદ તથા સારંગીનો નાદ બંને લોપાઇ ગયા, અને તેનું ગાયન કોઇના સાંભલવામાં આવયું નહી. તેની પાસે બેસનારા થોડાકોએ તે સાંભલયું, પણ તેઓએ મોટા નામાંકીત ગવઇયાઓનું ગાયન સાંભલયું હોવાથી, તેમને તે ઘણું કઠોર લાગયું. તે વખત તેમણે મોં મરડીને સઘળાઓએ સંગાથેજ હાડે હાડે! કરીને તે સારંગી વાલાની ફજેતી કરી, અને તેને સભાની બાહાર હાકી કાઢયો.

સાર.

ખુશામદીયા અથવા અણસમજુ લોકોનાં વખાણ ઉપરથી જેઓ પોતાને મોટા માને છે, તેઓની લોકોમાં હાંસી થાય છે. એકાદી ભાંડ, ભવઇયાઓની ટોળી ચાર અનાડી લોકોની મંડલીને ટોલ કરીને રીઝવે, માટે શું તેનાથી પંડીત લોકોને રીઝાવાશે? એ માટે કેવલ રીઝવવા ઉપર લક્ષ ન દેતાં, પોતાની યોગયતા, સાંભલનારાની યોગ્યતા તથા જે ગુણ વડે તેમને રીઝવવા, તે ગુણની પરીપુરણતા, એટલું સઘલું જોવું જોઇએ; નહી તો કરેલી મેહનત ફોકટ જાય અને ઊલટી લોકોમાં હાંસી થાય.

---

વારતા ૧૦૧ મી.

## બે કરચલાં.

કરચલાંની કુદરતી ટેવ એવી છે કે, વાંકું ચાલવું. કોઇ એક દીવસે એક કરચલી પોતાની છોકરી ઊપર રીસે ભરાઇ, કે તેણે આ જગતથી ઉલટી ચાલ કયાંથી કાઢી? તેણીએ તેવી ચાલ મુકી દેવા જયારે ગુસો કરી કહયું, ત્યારે છોકરી કહે છે, "મા! મારી બુદ્ધી પ્રમાણે મને ઠીક દેખાય છે, તે હું કરૂં છું. તારી મરજીમાં જો તે ન આવતી હોય, તો હું કેમ ચાલું તે તું જાતે ચાલી દેખાડ; પછી તે જોઇને હું પણ તેમ ચાલીશ."

સાર.

જે વાત સારૂં બીજાને વખોડીયે તેજ વાત આપણે જાતે કરીયે છીયે, એ કરતાં બીજું શું આશાચરય કહેવું?

બીજાઓને શીખામણ દેતાં સરવને આવડે છે, પણ જો તે શીખામણ પ્રમાણે પોતે ચાલતો હોય, તો તેને શાણો કહેવો. સારી સારી વાતો માત્ર કહે તે શાણો નહી.

## વારતા ૧૦૨ જી.

## ચોર અને છોકરો.

એક છોકરો ચોરને જોઇને કુવા ઊપર રડવા બેઠો. ચોરે તેને પુછયું, "કેમ રડેછે ?" તયારે તે છોકરો ડુંસકાં ખાઈ ખાઇને કહેછે, "મારો રૂપાનો લોટો દોરી તુટીને કુવામાં પડયો છે, હવે હું કેમ કરૂં ? મને ઘેર મારાં માબાપ મારશે." તે સાંભલીને તરત ચોરે પોતાની ગાંસડી, તથા શરીર ઊપરનાં લુગડાં કુવા ઉપર મેલયાં; અને માંહે ઉતરીને ઘણીવાર સુધી રૂપાનો લોટો શોધયો પણ તે જડયો નહી. પછી નીરાશ થઇને ઊપર આવ્યો, અને જુએછે તો છોકરો દેખાતો નથી, અને ગાંસડી તથા લુગડાં કુવાના થાલા ઉપર નથી. તે પેલો છોકરો લઇને નાસી ગયો હતો.

### સાર.

જે લોકો બીજાને છેતરીને કામ કાઢી લે છે, તેઓ પણ કોઇ એકવાર છેતરાઇને પાસે હોય છે, તે ખોઇ બેસેછે.

વારતા ૧૦૩ જી.

## કડકડતું પઈડું.

એક ચોધરી રથ હાંકતો હતો. તે રથનું એક પઈડું બહુ કડકડવા લાગ્યું, તે સાંભલી તે વીસ્મીત થયો, અને પઈડાંને પુછે કે, "અરે બીજા પઈડાં કડકડતાં નથી, અને તુંજ શા સારૂં કડકડે છે?" તે બોલયું "મને બહુ દુઃખ થાય છે તે મારાથી સેહેવાતું નથી, તેથી રડવું આવે છે."

સાર.

દુઃખ સહયા છતાં જેઓ લોકોને પોતાની દીનતા દેખાડતા નથી, તેમને ધીરજવંત જાણીને લોકો તેમનાં ઊપર વધારે પ્રીતી કરેછે. અને જે હાય! હાય! કરીને દીનતા દેખાડે છે, તેમને લોકોની સહાયતા મલતી નથી. અને ફકત તેમ કરી તેઓ પોતાની હલકાઈ માત્ર લોકોની નજરમાં દેખાડે છે.

વારતા ૧૦૪ થી.

## બકરૂં અને વરૂ.

એક બકરૂં એક ઘરનાં છાપરાં ઉપર ચઢયું હતું. તે છાપરાની નીચે એક વરૂ ઊભું હતું, તેને જોઈને બકરૂં તેને ગાલો ભાંડવા લાગયું. તે વરૂ તે સાંભળી તેને કહે છે, "અરે નીચ! આ તારા બોલોથી હું બીજાઈશ, એમ તું જાણતું નહી. હું સમજુંછું કે, આ ખોટું ભાષણ તું કરતું નથી; પણ જે છાપરીયે તને આસરો આપયો છે, તે છાપરી કરે છે."

સાર.

ગાલો ભાંડે છે અથવા નીંદા કરે છે, તે માણસ પોતાની હલકાઇ માત્ર ઊઘાડી પાડેછે. આસરાના બળવડે કોઇ એકવાર અમંગળ ભાષણ કરનારાને પ્રત્યક્ષ દંડ થતાં નથી, તેથી તેણે પોતાના મનમાં મોટાઇનો ગરવ લાવવો નહી. તેના શરીરને દેખીતો દંડ થયો નહી ખરો, પણ તેનો આબરૂને તેથી જે બટો લાગ્યો, તે શું સજા નહી ? માટે જે કોઇ એવા હલકા માણસથી અપમાન પામે, તેણે પોતાના મનમાં ખેદ કરવો નહી. તેણે એવો વીચાર કરવો કે, તે અપમાન કરનારનું સામર્થ્ય નથી; પણ જે આશરા વડે તે છે, તે આશરાનું સામર્થ્ય છે. તે મજ આપણી પીઠ પાછલ આપણી નીંદા કોઇ કરે, તે સાંભળીને પણ આપણે સંતાપ ન પામતાં એમ સમજવું કે, તે પાજી માણસ, મહોડે બોલતાં બોહે છે, તેથીજ પીઠ પાછલ નિંદા કરે છે.

---

વારતા ૧૦૫મી.

## એક શાણો સીંહ.

એક સીંહ એક ઢોર મારી ખાવાની તઇયારીમાં હતો, તેવામાં તે રસ્તે થઇને એક ચોર જતો હતો, તેણે ઊપલો બનાવ જોઇને તરત સીંહ આગલ આવીને તેને કહેછે, “અરે ! સીંહ, તારે ને મારે અરધો અરધ” સીંહ બોલ્યો, “અરે છોટ. અહીં તારૂં કંઈ લાગતું વલગતું છે નહીં, અને નીરલજ થઇને ભાગ માગવા આવયો છે ? છાનોમાનો

તારે મારગે જા; નહી તો જીવ ખોઈશ." પછી તે ચોર લજવાઈને ચાલતો થયો. તેટલામાં તે મારગે કોઈ એક ભલો માણસ જતો હતો. તે સીંહને જોઈને બીધો, અને તે રસ્તો મુકીને, આડા મારગે જવા લાગયો. તે જોઈ સીંહ તેને આદરથી હાક મારીને કહેછે, "અરે! બીહીશ માં રે. બીહીશ મા! તું ભલો માણસ છે, માટે આ શીકારમાંથી કંઈક ભાગ તને આપવો લાયક છે. તો આવ હવે, આ ઢોર આપણે બેઊ વેહેંચી ખાઈએ." એમ કહીને સિંહે તે ઢોરના બે ભાગ પાડયા, અને તેમાંનો એક ભાગ પેલા ભલા માણસને સારૂં રેહેવા દીધો, અને બીજો પોતે ખાઈને અરણ્યમાં ચાલતો થયો.

સાર.

શાણા માણસને લાયક છે કે, જે શરમાલ, ભલો, અને ગુણી માણસ છે, તેને પાસે રાખવો; અને જે ગલે પડીને માગનારો, મોઢા બોલો, ચાડીયો, બહુ બોલો, દાંગો હોય, તેવા માણસને એક પળ સારૂં પણ આશરો આપવો નહી. જે માણસ અધીકાર ઊપર છે, તેણે તો ગુણી માણસ મેળવવા સારૂં બહુજ યત્ન કરતા રેહેવું.

---

વારતા ૧૦૬મી.

## વરૂ અને બકરીનું બચ્ચું.

એક બકરીએ બાહાર ચરવા જતી વખતે પોતાના બંચ્ચાંને એવું કહ્યું કે, અરે, માહેથી બારણાંને સાંકલ દેઈ મુકજે, તે સાંજે હું પાછી આવું ત્યાં સુધી બીજું કોઈ આવે તો ઉઘાડીશ નહી. ત્યાં પાસે એક વરૂ ઉભું હતું, તેણે તે

સાભલી લીધું, અને બકરીના ગયા પછી કેટલીક વાર વીત્યા પછી તે બારણું ઠોકવા લાગયું; અને બહાર ગયલી બકરીના જેવો સાદ કાઢીને બોલ્યું. "બાપુ! બારણાંની સાંકળ ઊઘાડ." બચ્ચાએ માની શીખામણ સંભારી રાખીને પેહેલાં તો બારીમાંથી જોયું, તો તરત વરૂનું કપટ તે જાણી ગયું. પછી તે વરૂને કહે છે, "અરે! તું તારા રસ્તે જા; તું બકરીના સાદ જેવો શબ્દ કાઢે છે ખરૂં, પણ તારો આકાર વરૂના જેવો દેખાય છે, માટે હું તારા માટે બારણું નહી ઊઘાડું."

સાર.

જે છોકરાં માબાપની આજ્ઞા ઉપર લક્ષ આપે છે, અને તેમના કહ્યા પ્રમાણે ચાલે છે, તેઓ સંકટમાં પડતાં નથી. વડીલોના કેહેવા ઊપર વીશવાસ રાખવો, એનું મુખ્ય કારણ એ કે, તેઓ પોતાનાં છોકરાંનું માઠું કદી ઇચ્છતાં નથી. તેઓ સંતાનોનું જેથી માઠું થાય, તેથી પોતાનુંજ માઠું થયું સમજે છે. બીજું એ કે, તેઓ ઊમરે મોટાં હોવાથી છોકરાઓના કરતાં સારૂં માઠું વધારે જાણે છે. માટે માબાપોનું જે છોકરાં કહ્યું કરતાં નથી, તેમનું કલ્યાણ ઘણું કરી થતું નથી.

---

વારતા ૧૦૭મી.

## વરૂ, શીયાલ, અને વાંદરો.

એક વાંદરાને પંચ ઠરાવીને, તેની આગલ વરૂએ શીયાલ ઊપર ચોરીની ફરીયાદ કરી ઇનસાફ માગ્યો. આ પંચાયતની મજા જોવાને બીજાં ઘણાં પશુઓ પણ સભામાં આ-

બ્યાં. પેહેલાં વરૂની જુબાનીલેવાઇ રહ્યા પછી શીયાલે તેના પર મુકાયલાં તહોમતના સંબંધમાં એક બોલમાં એવો જવાબ દીધો કે, મેં વરૂની જણસ ચોરી નથી." પછી પડેલી જુબાનીઓ પર વીચાર કરીને વાંદરે વાંધાનો સારાંશ કહી સંભળાવ્યો. તેણે વરૂને કહ્યું, "અરે! તારી તું કહું છું તે જણસ ગઇ હોય એમ મને લાગતું નથી; અને શીયાલ! તેં એની થાપણ ઓલવી, એમાં મને કંઇ સંદેહ નથી." તે પ્રમાણે તે બંનેને લુચ્ચા તથા ઠગારા ઠરાવીને સભા ઊઠી ગઇ.

સાર.

લુચ્ચાઓની ગણતીમાં જે એકવાર આવ્યો તેનું ખરૂં કોઇ માને નહી. વરૂ બીજાની ચીજ ચોરી જવામ, કુશલ, અને શીયાલ, પણ એવા કામોમાં પક્કું ઠગા એ તેમનાં ગુણો સરવને જાણીતા છે. અને તેથી ન્યાય પણ તેવોજ થયો.

---

## વારતા ૧૦૮મી.

## જુપીટર અને ગધેડો.

એક ગોલાનો ગધેડો ભાર વહીને થાકયો હોવાથી તેણે જુપીટર દેવની પ્રારથના કરી કે, "હે દેવ મને બીજો ધણી આપ." જુપીટરે તેને કુંભારને સ્વાધીન કરયો. નવો ધણી તેની પાસે નલીયાં, ઇંટો, તથા માટીનો ભાર ઉચકાવવા લાગયો, તેનાથી પણ તે ગધેડો થાકીને ફરીથી જુપીટરની વીનંતી કરવા લાગયો કે, "હે દેવ! કુંભાર કરતાં બીજો કોઇ વધારે દયાલુ ધણી મને આપવો હતો." પછી જુપીટરે તેને ચામડીયાને હવાલે કરયો,

જેની પાસે રહીને તે ઘણોજ પસ્તાવામાં પડયો, અને મનમાં કહેછે. "અરે! જો હું કેવો મુર્ખ! આ ચામડીયો તો પેલા બંને કરતાં ઘણોજ દુષ્ટ. એ જીવતાં મારી પાસે વહીતરૂં કરાવીને મુઆ પછી મારૂં ચામડું પણ લેશે."

### સાર.

હોય તે સ્થિતિથી અકળાઇને, નવી સ્થિતિમાં સુખી થઇશું એવું જે માનેછે, તેને સુખ દુઃખથી અજ્ઞાન સમજવો; કારણ સુખ દુઃખ, એ માણસ જાતની બધી સ્થિતિ એમાં થોડું ઘણું છે; માટે હોય તે સ્થિતિઓમાં સંતોષથી રહેવું, એજ સમજુનું લક્ષણ છે. નવી સ્થિતિમાં સુખજ થશે એવું કંઇ પ્રમાણ નથી; કદાચીત તેમાં હોય તે સ્થિતિના કરતાં વીશેષ દુઃખ પણ હોય.

---

### વારતા ૧૦૯મી.

## છોકરો અને તેની મા.

એક છોકરે નીશાળે ભણતાં બીજા છોકરાની એક દહાડો એકાદી વસ્તુ ચોરી લઇ તે પોતાની માને આપી. તેણીયે છોકરાને ચોરી કરવા માટે શીક્ષા ન કરતાં ઊલટી તેને શાબાસી આપી, અને તેને એક જમરૂખ ખાવાને આપ્યું. માના આવા લાડથી પછી તે છોકરો જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ મોટી મોટી ચોરીયો કરવા લાગયો. એકે સમયે તે છોકરો ચોરીમાં પકડાયો, અને તેને ફાંસીએ દેવાને સરકારના સીપાહીઓ લઇ ગયા. તેને ફાંસીની

ભયંકર સજા થતી જોવાને લોકોની મેદની મલી હતી, ત્યાં તેની મા પણ આવીને ડુસકા ભરી ભરીને રડવા લાગી. પોતાની માને ઘણું કલ્પાંત કરતાં જોઇ તે છોકરો સરકારના સીપાઇઓને કહે છે, "ભાઇઓ! એક વાર મરવાની અગાઊ મને પેલી મારી માનો મેલાપ કરાવો." તે સાંભળીને પાઇઓને દયા આવી, અને તેઓએ તેણીને છોકરાની પાસે બોલાવી. તેની મા પાસે આવતાંજ તે છોકરે તેણીના કાનને બચકું ભરી નાંખયું, જે જોઈ લોકો કહેવા લાગયા કે, "અહો! કેવો નઠારો આ છોકરો! જુઓ જુઓ, ફાંસી જતાં પણ તે આવું મહા પાપ કરતાં બમચાયો નહી!" તે સાંભલીને છોકરે ઉતર દીધો, "અહો, સજજનો! મારા બે બોલ તો સાંભળો. મેં મારી માનો પ્રાણ પણ આ વખત જો લીધો હોત, તો મને દોષ લાગત નહી. કારણ કે, જયારે હું બાલક હતો, તયારે એક વખત નીશાળમાંથી એક છોકરાની વસતુ મેં પેહેલ વેહેલી ચોરીને મારી માને આપી હતી, ત્યારેજ જો તેણીયે મને શીક્ષા કરી હોત, અને જમરૂખ ખાવા આપયું ન હોત, તો આજ આવી દશા થાત નહિ."

સાર.

છોકરાં અભણ, મુઢ રહે છે કે દુરગુણી થાય છે, તેનું કારણ ઘણું કરીને માબાપનું અઘટીત લાડ છે. કાચા વાસણનો કાનો જેમ વાળીએ કે ચોટાડીયે, તેમ વળે કે ચોંટે છે; તેમજ બાલકની બુધ્ધીને બાળપણમાં જે મારગે વળગાડીયે તે રસ્તે તે વળે છે. માટે જેઓ બાળકોનાં માબાપ કે વડીલો હોય, તેઓએ બાળકોને લઘુ વયમાંથીજ સારા રસ્તે વળગાડવાના કામમાં આળસ રાખવી નહી; કેમકે, પછી તેના દુરગુણ લાખો રૂ-

બીઆ ખરચ કરવાથી પણ જતા નથી; પછી તે જે જે પાતક કરશે તેનો જવાબ પરમેશવર પાસે તેના ઘરધ ઓને દેવો પડશે.

વારતા ૧૧૦મી.

## વરૂ અને માંદી ગધેડી.

એક માંદી પડેલી ગધેડી વેહેલી મરશે, એવી ખબર મલવાથી બે ચાર વરૂઓ તેને ખબર અંતર પુછવા ગયા. બગથીઆમાં રહીને વરૂઓ ડોકવું કરીને ધીમે સાદે તેને પુછે છે, "બાઇ! તમારી તબીયત કેવી છે?" તે સાંભલીને તે માંદી પડેલી ગધેડીના દીકરાએ અંદરથી જવાબ દીધો કે, "તમે બાઇની તબીયત જેવી ઇચ્છો છો તેવી હજુ થઇ નથી."

સાર.

માંદા માણસની ખબર પુછવા જેઓ આવે છે, તે ઓમાં કેવલ મમતાથી આવનારા થોડા; બાકી પોત પોતાની મતલબને સારૂં આવનારા ઘણા સમજવા.

વારતા ૧૧૧ મી.

## કીડીયો અને તીડ.

ઊનહાલામાં એક દીવસે કેટલી કીડીયો તેમના દર પાસે દાણાની ઢગલીયો કરીને તડકે સુકવવાના કામમાં વલગી હતી. તેવામાં ભુખે પીડાયલો એક તીડ ત્યાં આવ્યો. તે ગરીબડાના જેવું રોતું મોં કરીને યાચના કરવા લાગયો કે, "બાઇઓ!

એક ચોખાનો દાણો આપીને પણ મારો પ્રાણ બચાવશો, તો તમને ઘણું પુનય લાગશે." તેઓમાંની એક કીડો તેને પુછે છે, "અરે! મોસમમાં અમે દાણાનો સંગ્રહ કરયો, તેમ તેં કેમ કરયો નહી?" તીડે જવાબ દીધો, "મોસમમાં મારા દહાડા ખાતાં, પીતાં, નાચતાં, અને મોજ કરતાં ગયા; અને તે વખત આગલની ફીકર મારા મનમાં કદી આવીજ નહી." તે સાંભલીને કીડી બોલી, "બાઇ, એમ છે, તો જે આગલની સંભાલ ન રાખીને ખાય છે, પીયે છે, અને મોજો મારે છે, તે છેલ્લે સરવાલે ભુખે મરે તેને કોઇ શું કરે?"

## સાર.

જુવાનીમાં જેઓ સાવધ થઇને ધન સંઘરી રાખે છે, તેઓ ઘડપણમાં ઘણું કરી દુઃખ પામતા નથી. સંસારનો અનુભવ લેતાં એ વાત સાચી લાગ્યા છતાં પણ કેટલાક એવા છે, કે જુવાનીમાં રલેલું, તેજ વખતે ઉડાવી નાખે છે. તેઓ પોતાના મનમાં એમ સમજે છે કે, તેમના હાથ પગ ચાલશે, તયાં સુધી જોઇતી વસ્તુ આકાશમાંથી પણ તેઓ મેળવી શકશે. જો બાઇ, છોકરાં, કે બીજા સગાં ઘડપણમાં આપણી વગર આશાએ ચાકરી કરે, તો તેઓ તેને તેમની ફરજ કરતાં પુનયનું કે દયાનું કામ સમજીને કરશે; પણ તેવું પાલણ પણ તેઓ કરશે, એનું શું પ્રમાણ? માટે આપણી પાસે ધન હશે, તો તે ઘડપણમાં કામ આવશે, એમ સમજી તે જુવાનીમાં જોડી રાખવું.

## વારતા ૧૧૨ મી.

# ગધેડો, સિંહ, અને કુકડો.

એક ગધેડો અને કુકડો બંને એક ઠેકાણે ચરતા હતા, તેવામાં સામેથી એક સિંહ આવતો તેમણે દીઠો. તે સમયે પેહેલાં કુકડાએ મોટો શબ્દ કરયો, જે સીંહના કાને પડતાંજ તે જીવ લેઇ પાછો દોડવા લાગ્યો. તે જોઇને ગધેડાયે એવું જાણ્યું કે, સીંહ મારાથી બીહીને નાઠો. તેથી તે સિંહની પુંઠે એટલે સુધી ધાયો કે, કુકડાનો શબ્દ સીંહના સાંભળવામાં આવ્યો નહી. શુરમાં ચહેલો ગધેડો જેવો ધસીને તેની પાસે ગયો, કે સીંહે ત્યારે પાછી ગુલાંટ ખાઇને તેની ડોક પકડી. ગધેડો સામું મોત ઉભેલું જોઇ મનમાં કહે છે, "અરેરે! હું કેવો મુરખ તે જુઓ! પોતાનું દુર્બલપણું જાણ્યા છતાં પણ પારકાની હિંમત ઉપર જાણી જોઇને મોતના મહોડામાં પડયો."

### સાર.

પોતાનામાં અંગબલ ન છતાં જે પારકા બલ ઉપર હિંમત રાખે છે, તે કોઇ વખત દુખમાં ફસી પડે છે. સ્થલ કે સોબતના પ્રતાપ વડે કોઇ સમયે, આપણા કરતાં બલવાન પુરૂષ આપણાથી ડરયો, તે ઉપરથી તે આપણાથી દબે છે, એવો નિસ્ચય કરીને તેની સાથે એકલાં એકાએક વીગ્રહ આદરતાં પેહેલાં આપણું સામરથય સારી પેઠે તપાસવું.

### વારતા ૧૧૩મી.

## વાંદરો અને શીયાલ.

એક વાંદરો શીયાલની પ્રાર્થના કરી કેહેવા લાગયો કે "તારાં લાંબા અને વાલોથી ગુચ્છાદાર પુછડામાંથી નાનો સરખો કકડો મને આપોશ, તો હું મારી પીઠ ઢાંકીશ, જેથી મને ટાઢ અને ગરમીનો ઉપદ્રવ થશે નહી. તારૂં પુંછડું તારે જોઇએ તે કરતાં વધારે લામ્બું હોવાથી ધુલમાં રગદોલાઇ મેલું થાય છે, માટે તેમાથી થોડુંકમને આપ્યાથી તને અડચણ નહી પડે અને મારૂં કામ થશે." શીયાલ જવાબ દે છે, અરે! તુ "મારૂં પુછડું ઘણું લાબું છે એમ જે કહુ છું, તે ઠીકજ છે. તું સમજતો નથી, પણ હું તને કહું છું કે, મરતાં સુધી પણ હુંમારૂં પુછડુ એજ રીતે ધુલમાં રગદોલીશ, પણ તેમાંનો એક નિમાલો તને મલનાર નથી."

**સાર.**

કેટલાક લોકો પાસે તેમને જોઇએ તે કરતાં વીશેષ ધન હોય છે, જે સંભાલવાને વખતે તેઓ મુંજાય છે; તેમ છતાં પણ તેમને પોતાનું ધન ઘણું થોડું લાગે છે, અને તેથી તેને વધારવાને માથાકુટ કર્યા કરે છે. લોભથી એમ કરતાં કરતાં તેમાંથી એક કોડી પણ પરોપકારમાં ખરચવાની તેઓ ઇચ્છા કરતા નથી, અને એકઠું થયેલું ધન તેમનાથી ખરચાતું કે બીજાને અપાતું નથી.

## વારતા ૧૧૪ મી.

## ગધેડો અને કુતરો.

એક સમયે કોઇ ગધેડાના મનમાં એવું આવ્યું કે, જેમ મારા ધણીનો કુતરો કરેછે, તેમ જો હું પણ કુદું, છલાંગ મારૂં, શેઠના ખોળામાં ચઢી બેસું, અને પુછડી હલાવું, તો કુતરાના જેવો હું પણ ધણીનો લાડકવાયો થઇ પડીશ. તેટલામાં તેનો ધણી ખેતરે ગયો હતો તે ઘેર આવ્યો; અને આંગણે ઓટલા ઉપર બેઠો, ગધેડો તેની સામો આવીને પેહેલાં તો આણીમેર તેણીમેર કુદવા મંડયો; પછી લાંબો સાદ કાઢીને ભુંક્યો. તેનો તે સાંગ, ઢાંગ જોઇ ધણીને ખડખડાટ હસવું આવયું, અને મોટું કઉતક જેવું તેને લાગ્યું. ધણીને ગમત મલતી જોઇ તે ગધેડાને પણ ઉતેજન મળયું, અને પોતાના પાછલા પગ ઉપર ઉભા રહીને આગલા બે પગ ઘણા હેતેથી તેણે કુતરાની પેઠે ધણીની છાતી ઉપર મેલ્યા અને ખોળામાં બેસવાની વેતણ કરવા લાગ્યો. પણ એટલામાં ધણીએ ચીસ પાડી, જે સાંભલીને ઘરમાંથી એક ચાકર હાથમાં ડંગોરો લેઇને દોડતો આવયો. તેણે તે ગધેડાનાં હાડકાં ભાગીને જુદાં કરયાં, અને તેના મનની ખાતરી કરી આપી કે, ધણીના વાહાલા થવામાં દેખા દેખી કરવા કરતાં પોતાની યોગયતા તરફ જોઈ કામ કરવામા વધારે ડહાપણ છે.

### સાર.

કેટલા પુરૂષ કુતરાની પેઠે ચેશ્ટા કરીને પોતાના ધણીને રીઝવે છે. પણ તેવી રીતે રીઝવનારાઓના ગુણ જુદા હોય છે. તેમનું જોઇ બીજો નકલ કરવા જાય તો, વારતા-

માં કહેલા ગધેડાની પેઠે ફોકટ માર ખાય. કેમકે માણસ માણસની પ્રકૃતી જુદી જુદી હોયછે. સર્વે જણાએ પોત પોતાના સ્વભાવના ધોરણ પ્રમાણે વર્તવું તેમાંજ શોભા છે.

વારતા ૧૧૫ મી.

## પશુ, પંખી, અને વાગોળ.

એક સમય પશુ અને પક્ષીની વચ્ચે મહા ભયાનક યુદ્ધ થયું. પક્ષીઓ પક્ષીઓની અને પશુઓ પશુઓની પક્ષમાં સામસામે ઉભા. તે વેળા વાગોળે વીચાર કર્યો, કે "આપણા શરીરના ઘાટ ઉપરથી આપણને પક્ષી કે પશુમાં ગણવાં એ વાતનો લોકોને સંદેહ રહે છે, તેથી આજ આપણને પાધરું પડશે. માટે એક વખત આપણ જુદા રહીને શું બને છે તે પેહેલાં જોઇયે. પછી જેની જીત થશે તે પક્ષ પકડી લઇશું." એટલામાં પશુ, પક્ષીનાં બંને દળો લડાઇને ઠેકાણે એકઠાં થઇને ભારે રણ સંગ્રામ ચાલવા માંડયો. તે જોઇને પેહેલાં તો વાગોળને પક્ષીઓની જીત થશે એમ લાગવાથી તે તેઓના ટોળા તરફ આવવા લાગયું, અને વેગળેથી તકાવીને જોતું હતું કે, વધતું ઓછું થયું તો તે પ્રમાણે ચાલવું. પછી કેટલીક વારે પશુઓનું લશ્કર ફત્તેહ પામતું હોય, તેમ તેને દેખાયું; ત્યારે તે તેઓની તરફ જઇને તેમને કેહેવા લાગ્યું કે, "મારૂં મોહોડું અને ઉંદરનું મોહોડું ઘણે દરજે મળતું આવેછે, માટે ખરૂં જોતાં હું પક્ષી નથી, પણ પશુ છું. મને તમારા ટોળામાં લેશો, તો હું સદા તમારૂં કલ્યાણ અંતઃકરણમાં ઇચ્છિશ, અને તમારી સાથે કદી વાકું ચાલનાર ન-

થી." પશુઓએ તેને પોતાની પક્ષમાં રાખ્યું. છેલ્લે ગરૂડે મહા પરાક્રમ કરીને પશુઓને જ્યારે છેક હરાવ્યા, તે સમયે પેલું વાગોળ પોતાનો જીવ ઉગારવા, અને જાતીભાને હાથ આવીને પોતાની અપ્રતીષ્ટા ન થાય માટે, પશુઓમાંથી નાઠું. તે સમયથી તે ઝાડની બખોલમાં, તથા પરવતની ગુફામાં, સંતાઇ રહયું છે. તે રાત્ર પડે છે અને સર્વ પક્ષી પોતપોતાની સ્થાન કે સુવાને જાય છે, ત્યારેજ માત્ર બહાર નીકલે છે.

### સાર.

કોઇ પણ એક પક્ષને વળગી ન રહેતાં બેઊ તરફનો પક્ષપાત બતલાવીને પેસનીકળ કરવી, એ નીચ કર્મ છે. કેવળ આપસ્વારથ ઊપર નજર રાખીને જે દહીં તથા દુધમાં પગ રાખવા જાય છે, તે અંતે ફસી પડે છે. જે બંને પક્ષો સાથે છેતરપંડી કરે છે, તેની તે છેતરપંડી ઊઘાડી પડે છે તો વખતે તેનો જીવ જાય; પણ કદાચીત બચ્યા તો તેમને જગતમાં મોં દેખાડવાની જગો રહેતી નથી. તેવા દુષ્ટ જયાં જાય છે ત્યાં લોક તેમનાથી ખસતાં થાય છે.

---

### વારતા ૧૧૬ મી.

## રીંછ અને મધપુડા.

એક રીંછ એક કોઠેરા કુદીને અંદર ગયું, અને ત્યાં જે મધપુડા બાજેલા હતા તે ભાગી ભાગીને તેમાંનું મધ ઘણા હરખથી ખાવા લાગ્યું. તેનું વેર લેવા માટે બધી મધમાખીઓ તેના ઉપર એકવાર તુટી પડી, પણ તેના શરીરનું આ-

મઠું જાડું તથા નીમાલા લાંબા, જાડા તથા ઘણા તેથી તેને કશી પીડા થઈ નહી. તેવારે તેઓ તેના નાક કાન પર ચોંટી ડખવા લાગી, તેની વેદનાથી ઘેલું થઇને તેણે પોતાના નખ વડે પોતાના કાનની ચામડી ચુંટી નાખી. એવી રીતે તેના અપરાધની સજા તેને પોતાના હાથથીજ થઇ.

સાર.

પારકાને જે પીડા કરે તેને કોઇપણ પ્રકારે શીક્ષા થયા વીના રહેતી નથી.

વારતા ૧૧૭મી.

## કુકડો અને શીયાલ.

એક કુકડો એક ઊંચા ઝાડની ડાલ ઊપર બેસીને જોરથી એવો બારડતો હતો, કે તેના શબ્દના પડઘા આખા અરણ્યમાં ઊઠયા. એક શીયાલ ભક્ષની શોધમાં ત્યાં પાસેજ ફરતું હતું, તે કુકડાનો સાદ સાંભળીને તે ઝાડ નીચે આવ્યું, અને જુએછે તો ઝાડની ટોચ પર કુકડાને બેઠેલો જોયો. પણ તેથી તે નીરાશ ન થતાં કુકડાને કોઈ કપટથી ભુલવી ઝાડ હેઠલ લાવવા માટે તેણે યત્ન કરવા માંડયો. ઊંચુ જોઇ કુકડાને કહે છે, "ભાઈ, તને દેખીને હું બહુ સંતોષ પામ્યો, પણ તું છે ત્યાં આવીને મારાથી તને ભેટાતું નથી. માટે હું ધારૂંછું કે, તું વેહેલો વેહેલો નીચે આવીશ, અને મને આલીંગનનું સુખ ભોગવવા દેઇશ નહી વારૂં? કુકડાએ જવાબ આપ્યો, "શીયાલભાઇ! હું તને સાચું કહું છું, કે નીચે આવવું મને નીરભય લાગતું નથી. અરે તું તો મારો ભાઇબંધ, અને મને તારા તરફનો

કંઇ પણ ભય નથી, તોપણ હું બીજા કોઇને હાથ આવું, ત્યારે મારી તો દુરદશાજ કે?" શીયાલ જવાબ દેછે, "અરે! મારા જીવ સમાન મીત્ર હમણાંજ થોડુંક થયાં પશુઓને અને પક્ષીઓને સલાહ થઇ છે; તેમા એવું ઠરયું છે કે, હવે પછી કોઇ કોઇની ઘાત કરે નહી. બધાંએ હલીમળીને રહેવું અને જે એ સલાહ તોડે તેને ભારે શીક્ષા કરવી. આ વાત જગતમાં જાહેર થઇ છે, અને તને હજુ કેમ ખબર નથી? શીયાળના તે બોલ કાન દઇને કુકડો સાંભલતો હતો; એટલામાં તે ડોકું બહાર કાઢીને આડોઅવલો જોવા લાગ્યો. તેને શીયાલે પુછયું, "મીત્ર! તું આટલો ચીંતાતુર થઇને શું જુએછે, તે મને કહેતો ખરો? કુકડો કહેછે, "યાર! પણે આઘા પાંચ સાત પારધીના કુતરા જેવા મને આ બાજુએ આવતાં દેખાય છે." શીયાળ બોલ્યું, "એમ છે ત્યારે તો તમારે અમારે એટલેથી રામ રામ! હું જાઉંછું." કુકડો કહેછે, "અરે ભાઈ એકદમ જાઓછો કયાં? હું હવે નીચે આવું છું. મને લાગેછે કે, આજ સર્વ પશુ પક્ષીમાં સલાહ થઈ છે, તો કુતરાનો તને ભય નથી. શીયાળ જવાબ દેછે, "નારે ભાઈ, સલાહ જાહેર થઇ છે ખરી, પણ કુતરાઓના જાણવામાં તે આવી હશે કે નહી, તે કોણ જાણે?"

સાર.

કોઈ ઠગને તેનાથી વધારે ચતુર માણસથી ઠગાતો જોઇને ઘણો આનંદ થાયછે. ઠગની વાણી ચંદન જેવી શીતલ; પણ તેના અંતરમાં કાતર હોય છે. તેટલા માટે કારણ વીના અતીશય મમતાનું ભાષણ થતું હોય, તે વખત તેવું ભાષણ કરનારથી આપણે વધારે સાવધ રહેવું, જે કોઇ પોતાના શાણપણથી એવા ધુતારાઓનો માથા

પાસ ઓળખીને તેના હાથમાં ન આવતાં તેને ઉલટે પેચમાં લાવેછે, તે પુરૂષ મહા પ્રવીણ જાણવો.

---

વારતા ૧૧૮ મી.

---

## બીલાડો અને કુકડો.

એક વખત એક બીલાડાના મનમાં એવું આવ્યું કે, આજે કુકડાનું ભોજન કરવું. પછી તેણે લાગ તકાવીને રસ્તામાં ફરતા એક કુકડા પર તલપ મારી તેને ડોકમાંથી પકડયો. ત્યારે કુકડો તેને કહેછે, "અરે ! અલ્યા મારો જીવ લઇશ નહી." બીલાડે પુછયું, "કેમ ?" કુકડો જવાબ દેછે, "અરે લોકોને મારો ખપ વિશેષછે; સવારમાં મારો સાદ સાંભલી માણસ તથા જનાવર સર્વ જાગરૂત થાયછે, અને પોત પોતાને ધંધે લાગેછે." બીલાડો બોલ્યો, "તે માટેજ હું તને મારીશ. તું કઠોર શબ્દ બોલીને માણસોની ઊંઘ નિત્યે ભાગે છે, માટે તારો જીવ લેવો વાજબી છે." એમ કહીને તે બાપડા કુકડાનો પ્રાણ તેણે લીધો.

સાર.

દુષ્ટ માણસ અધીકાર ઉપર હોય, તો તે પોતાના મનનો ભાવ પુર્ણ કરયા વગર રહેજ નહી. તેના આગલ કોઇનું રક્ષણ ગુણ કે નીરદોષતા વડે થાય નહી. એવા પુરૂષને પાપની બીક દેખાડવાથી ફળ નથી, કારણ તેનું મન પાપ કરતાં પણ વધારે કઠણ હોય છે, અને પાપ શું તે, તે સમજતો નથી. માટે પ્રયત્ન ચાલે તો, એવા દુષ્ટને અધીકાર ઉપરથી અળગ કરવાનો ઉપાય કરવો,

---

## વારતા ૧૧૯મી.

# ઘાસની ગંજી ઊપરનો કુતરો.

એક કુતરો ઘાસની ગંજી ઊપર બેઠો હતો, તેવામાં ત્યાં એક ભુખ્યો બળદ ઘાસ ખાવાને આવ્યો. કુતરાથી તેને ખાતો જોઇ ખમાયું નહી, તેથી તે તેને ભસવા લાગ્યો. ત્યારે બળદ તેને ધિક્કારીને કહે છે, "અરે! અદેખા પ્રાણી! આ ઘાસ તું ખાતો નથી, અને બીજાને પણ ખાવા દેતો નથી, એવો તું દુષ્ટ, તેને સદા વિપત્તી હજો!"

## સાર.

ઇરષા જેવો બીજો ધીક્કાર પાત્ર મનનો વીકાર નથી. કામ, ક્રોધાદીક જે બીજા મનોવિકાર છે તે થોડીક વાર રહીને પાછા તેમની મેળે શાંત થાય છે. પણ અદેખાઇ કદી શાંત ન થતાં અધીક અધીક વધતીજ જાયછે; અને જેમ જેમ તે વધે છે, તેમ તેમ મનને વીશેષ-સંતોષકારક થતી જાયછે. કેમકે બીજાની વિદ્યા, ધન પ્રતિષ્ટા દેખીને તે સઘલું આપણને જોઇએ, અને તેને ન જોઇએ, એવી જે વાસના ફકત અદેખાઇથી થાયછે, તે કેમ પુર્ણ થાય? અને અદેખાને સુખ શાથી થાય? માટે અદેખો નિરંતર દુઃખીજ રહે છે.

## વારતા ૧૨૦મી.

## કુતરો અને ઘેટો.

એક કુતરાએ એક ઘેટા ઉપર લેહેણાની ફરયાદ માંડી. તે દાવાનો ચુકાદો કરવાને વરૂ અને ગીધ પંચ થયાં. તેમણે કુતરાની તરફનો એક પણ સાક્ષી ન તપાસતાં તથા દાવાની કેફીયત ન જોતાં ઘેટાને અન્યાઈ ઠરાવ્યો. આવો ફેસલો થતાંજ કુતરાએ ઘેટાનો જીવ લીધો અને તેનું માંસ પેલા અધર્મી પંચે તથા પોતે મલીને વેંહેચી ખાધું.

### સાર.

ચોર, જુઠ્ઠા, ઠગ અને ઘાતકીઓથી અનેક પીડા પામીને લોક જે પંચ પાસે જાય છે, તે પંચજ લાંચને સારૂ, અથવા વાદીનો શરમથી, ઈનસાફ બાજુ પર મુકી ગરીબ પરંતુ નીરદોષ પક્ષની ઘાત કરેછે, તે મહા પાતકી જાણવા. જે પાપી પંચ એવા રંકના નિસાશા લેછે, તેનું ભલું કદી થતું નથી. લાંચ લઈને જે અધીકારી બીજાની ઘાત કરેછે, તેણે તે લાંચ ન લેતાં વિષજ ખાવું. જે રાજયમાં એવા લાંચીઆ તથા અધરમી અધીકારીઓને શીક્ષા થતી નથી, તે રાજય નિર્વીઘ્ન હોય, તો પણ ઊતાવલું લય પામેછે. ન્યાય હોય તોજ જગતની બરાબર સ્થિતિ રહે. જે માણસ નયાયને હણવા ઇચ્છેછે તે મુરખ પોતેજ પરીણામે હણાય છે, એમ જાણવું.

વારતા ૧૨૧મી.

## સમડી અને ખેડુત.

એક સમડી કોઈ કબુતરની પુંઠે લાગતાં તે જાતેજ ભુલમાં કોઇ ખેડુતે જનાવરો પકડવાને જાળ પાથરી હતી, તેમાં સપડાઈ. સપડાતાંજ પાંખો ફફડાવી, જાળમાંથી છુટી જવાનો ઉપાય કરેછે, તેટલામાં તે ખેડુત પાસેજ કામ કરતો હતો તેણે આવીને તેને પકડી લીધી અને તેની ડોક મરડવા માંડી. ત્યારે તે કાલાવાલા કરીને તેને વિનંતી કરેછે કે, "મને જીવતદાન આપ. જો! મારાથી તને કંઇ ઉપદ્રવ થયો નથી. હું ખબુતરોની પાછળ પડી હતી." તેને ખેડુત જવાબ દેછે, વારૂં, "ત્યારે ખબુતરોએ પણ તારો શો અપરાધ કરયો હતો. ?" એમ કહીને તેણે તેનું માથું અને ધડ તેજ ક્ષણે જુદા કરયાં.

સાર.

પારકાને પીડા કરવી, એ મુળમાંજ નઠારૂં છે, તો પછી તે મોઢાને અથવા નાનાને હોય, તો પણ પીડાની વેદના બંનેને સરખી લાગે છે. માટે પરપીડ દેતાં, દેનાર અપરાધી થયા વગર રહેતો નથી.

વારતા ૧૨૨મી.

## હોલો અને કીડી.

એક તરસી કીડી વેહેલા ઉપર પાણી પીવાને ગઈ, તે પાણીમાં પડીને વેહવા લાગી. તેને એક હોલાએ દીઠી. હોલાને દયા આવવાથી, તેણે પોતાની ચાંચવડે એક ઝાડ-

નું પાંતરૂં તોડીને પાણીમાં નાખ્યું, જેનો આશરો પકડીને તે કીડી કીનારે ચઢી આવી. આગલ પણ એક દીવસ એવું બન્યું કે, તેજ હોલો એક ઠેકાણે બેઠા હતો, તેવામાં તે ન જાણે તેમ એક પારધી તયાં જાલ પાંથરતો હતો. પારધીનું કપટ જોતાંજ પેલી કીડીએ હોલા પાસે જઇને તેના પગે ચટકો દીધો, તેથી તે સાવધ થયો અને તરત ઉડી ગયો.

### સાર.

ઊપકારનો પ્રત્યુપકાર કરવો, એ માણસનો ધર્મ છે. ઊપકારનો પ્રત્યુઉપકાર વાલવામાં કંઇ આપણે વીશેષ કરયું, એમ સમજવું નહી. પછી જે પ્રત્યુપકાર જ ન કરે, અને બીજાનો કરેલો ઊપકાર પણ ધયાનમાં ન રાખે, અને ઊલટો અપકાર કરવા ઊભો થાય, તે કેટલો નીચ ! ઉપલી કીડી, હોલાની વારતામાં મુખ્યત્વે કરીને એ નીતો દરશાવો છે કે, પ્રત્યુપકારની ઇછા ન રાખતાં ઉપકાર કરતા રેહવું; જેમ હોલાએ કીડી ઉપર કર્યો. એવા ઉપકાર કરવાની જેને પ્રીતી હોયછે, તેજ ખરે ધર્માત્મા પુરૂષ જાણવો, એવું કહેલું છે કે, બીજા પાસેથી લેવું એ માનુષી પ્રકૃતી, અને ફલની ઇચ્છા ન રાખતાં બીજાને આપવું એ દઇવી પ્રકૃતી છે.

---

### વારતા ૧૨૩ મી.

---

## ગરૂડ પક્ષી અને કાગડો.

એક પરવત નીચે ઘેટાંનું ટોલું ચરતું હતું. તે પરવત ની ટોંચ ઊપર એક ગરૂડ પક્ષી બેઠું હતું, તેણે તેમના ઉપર

ઝડપ મારી, તેમાંના એક ઘેટાને પોતાના પગની આંટીમાં ભેરવીને ઊંચે લઇ ઊડયું. ગરૂડનું એ પરાક્રમ જોઇને એક કાગડો કદમના ઝાડ ઊપર બેઠો હતો, તેના મનમાં પણ તેવું સાહસ કરી જોવાનો વીચાર થયો. તે ઝડપ મારી ઘેટાની પીઠપર બેઠો, પણ ભોગ જોગે તેના પગના નખો ઘેટાના ઊનમાં ભરાયા, અને પાછું ન ઊડાયાથી તે આરડવા લાગયો. કાગડાનો શબ્દ સાંભલીને ભરવાડ પાસેજ હતો તેણે આવીને તેને પકડયો, અને તેને પગે દોરી બાંધીને પોતાના છોકરાને રમવા આપયો.

સાર.

બીજાને કંઇ કરતાં જોઇ તેમ કરવાનું જો મન થાય, તો પેહેલાંથી આપણી શકતી, સ્થિતિનો વીચાર કરીને પછી તે કરવું; નહી તો તેજ દુ:ખદાયક થઇ પડે છે.

---

## વારતા ૧૨૪મી.

# લોભી માણસ અને એક અદેખો માણસ.

એક સમય એક લોભી માણસ અને એક અદેખો માણસ બંને જુપીતરના દેહેરામાં તપ કરતા હતા. તેમના પર જુપીતરે પ્રસન્ન થઇને એવું વરદાન માંગી લેવાનું કહ્યું કે, પ્રથમ જે જેટલું માંગે તેને તેટલું મલે, પણ તેથી બમણું બીજાને પ્રાપ્ત થાય. તે સાંભલીને લોભીઆએ મનમાં વીચાર કરયો કે, આપણે પ્રથમ માંગવું નહી, કેમકે જેવો મને લોભ છે, તેવો તેને પણ છે. તેટલા માટે એ પુશકલ ધન માગશેજ અને તેથી મને એનાથી બમણું વગર માંગે સેહેજે સેહેજે

મળશે. એવો નીશ્ચય કરીને તે છાનો રહયો. પણ અદેખાએ જુપીતરની પ્રાર્થના કરી, એવું વરદાન માગી લીધું કે, "હે દેવ! મારી એક આંખ ફોડ." તેને તેવું વરદાન ફલીભુત થતાંજ લોભીઓ બંને આંખે આંધલો થયો.

### સાર.

લોભ અને અદેખાઇ, એ બે દુગુર્ણ કેવા અધમ છે, તે આ વારતા ઉપરથી ખુલ્લું જણાય છે. અધીક દ્રવ્યની આશાને લીધે ઊપલી વારતામાંનો લોભીઓ પોતાના ઇષ્ટ દેવ પાસે વરદાન લેઇને સુખી થયો નહી; અને અદેખાએ, બીજાને સુખ થાય નહી, માટે પોતાની આંખ ફોડાવી વૃથા પોતાના જીવને દુ:ખ કરી લીધું.

---

### વારતા ૧૨૫મી.

## શીયાલ અને સિંહ.

એક શીયાલે જે સમયે પેહેલ વેહલાંજ સિંહને દીઠો, તે વેલા તે સીંહનું વીકરાળ શરીર જોઇ ભયભીત થઇને તેને પગે પડી અને છેક દીનવાણીથી તેની પ્રારથના કરવા લાગી. પણ સીંહની બીજી મુલાકાતે તે હીમત રાખીને, તેના મોહો સામું જોઇને હસતે, મુખે વાતચીત કરવા લાગી. અને ત્રીજી વખત તો પાસે જઇને તે શીયાલ, સીંહની બરાબરી કરવા લાગી.

### સાર.

આપણાથી જે મોટા છે, તેમની સાથે ચાલવામાં ઊપલી વારતામાં શીયાલની જે રીતો જોવામાં આવી, તેવી આપણે ન રાખવી જોઇયે. સાંમાથી ભય માનીને કેવલ

હીનપણું દેખાડવું, કે મરયાદા મુકીને મોટાની બરોબરી કરવી, તે બંને અઘટીત છે. તેમ ન કરતાં આપણે બાર રાખીને મરયાદાથી મોટાઓની સાથે ચાલવું, એજ ઊત્તમ છે.

---

## વારતા ૧૨૬ મી.

## હંસ અને બગલાં.

એક ખેતરમાં હંસ અને બગલાં રોજ આવી નુકશાન કરતાં હતાં. એક દહાડો ખેતરનો ધણી, દાવ સાંધીને, પોતાના ચાકરો સાથે એકાએક તેઓની ઊપર તુટી પડયો. તે સમયે શરીરે ભારે અને જડ તેથી ઘણાં હંસ પકડાયાં અને બગલાં શરીરે હલકાં તેથી તેઓ હાથમાં ન આવતાં ઝટ ઊડી ગયાં.

સાર.

શતરૂ પાછલ લાગયા હોય તેવા સમયે નીરધન કરતાં ધનવાન બહુ દુ:ખ પામે છે. લશકરનો ખટલો અથવા સરંજામ ફકત મુકામ ઉપર સુખકારક, બાકી વેઠ; તેમ દ્રવ્ય સ્વસ્થપણામાં માત્ર સુખદાયક, પણ સંકટ સમયે તેને સાચવવું ઘણું કઠણ છે.

---

## વારતા ૧૨૭મી.

## ઘોડો અને ગધેડો.

પીઠ ઊપર કલાબતુનું જીન શોભી રહેલું છે, એવો એક સરદારનો ઘોડો, લગામ ચાવતો, તથા ફડફડાટ કરતો રસ્તેથી જતો હતો. તેવામાં મારગમાં મારથી દબાયલો, તથા

હલવે હલવે ચાલનો, એવો એક ગધેડો તે ઘોડાએ દીઠો. તેને તે ધમકાવીને કહેછે, "અરે પોઇસરે! પોઇસ! પોઇસ નહી થઇશ તો હું તને હમણાં પગ નીચે ચગદી નાખીશ." ગધેડો બાપડો શરીરે તેનાથી નબલો હોવાથી તેણે વીચાર કરયો કે, લડતાં આપણે ફાવીશું નહી. એવું સમજીને વેહેલો વેહેલો એક કોરે ખસ્યો. થોડાક વરસ પછી એવી વાત થઇ કે, તેજ ઘોડો લડાઇમાં ગોલો લાગવાથી નકામો થયો ત્યારે સરદારે તેને એક ભાડાંવાલાને ત્યાંહાં વેચ્યો. પછી નવા ધણીને ઘેર તે ભાર ઊચકવા લાગ્યો. એક વખત પીઠ ઉપર મોટી કંઠાલ વહીને રસ્તેથી જતાં તેને પેલા ગધેડાએ જોયો, અને હાંક મારીને કહેછે, "રાવ સાહેબ! રામ રામ! તે દહાડે પગ તલે કચડી નાખતા હતા તે ગરહસથ તમેજ કે? મેં ત્યારેજ તમારૂં ભવીષ્ય જાણી લીધું હતું કે, કોઇ દીવસે પણ તમારૂં અભીમાન ઊતરશે."

### સાર.

જે માણસ અહંકારથી મહોટાઇ મેલવવા જાય છે, તે બલવંત, અથવા મોટાનો વસીલોવાલો હોયછે, ત્યાં સુધી નાચારીથી લોક તેને બાહારથી નમે છે, પણ અંતરથી તેનો દ્વેષ કરે છે. તે માણસ જ્યારે કાલચક્ર ફરયાથી નબલો થાય છે, તેવે સમયે લોકો તેની દયા ન આણતા તેને હલકો ગણે છે. તેટલા માટે, મોટાઇ મેલવવાની રીત મગરૂરીમાં નથી. તે એવી છે કે, મોટાઇ મેલવનારાએજ પોતાની તરફથી મોટાઇનો કંટાલો રાખવો. જેમને મોટાઇ મનથી પસંદ કે પ્રીય નથી, તેમની પાછલ મોટાઇ દોડતી ફરે છે; અને જેમને તે જોઇએ છે, તેમનાથી તે દુર ના

સતી ફરે છે. જે પુરૂષ માન ઇછેછે, તેને તે મલતું નથી. જે પોતાની જાતનાં વખાણ સાંભલવાની ઇચછા રાખે છે, તેનો પછવાડે નીંદયા થાય છે, નમતાઇવાલો જે પુરૂષ તેજ મોટાઇ પામવા જોગ છે.

---

વારતા ૧૨૮ મી.

## ખેડુત અને તેના છોકરા.

મરણ પથારીપર પડેલા કોઇએક ખેડુતના મનમાં એવો વીચાર થયો કે, આજ સુધી જે ધંધો તેણે ચલાવ્યો છે, તેજ તેની પાછલ હમેશા તેના છોકરાં પણ ચલાવે. આવા વીચારથી સઘળા છોકરાઓને પોતાના ખાટલા પાસે બેસાડીને કહયું, "છોકરાઓ! મારૂં જે કંઇ છે, તે આ ખેતરો અને વાડીયો છે. તે ખેતરો હું વારસામાં મુકી જાઉંછું, અને તેમનાં માલિક તમે બધા છો. તે સીવાય હાથમાં ફરતો જે પૈસો ટકો મારી પાસે હશે, તે કોઇ જગોએ ખેતર, વાડીઓમાં હાથપુર ભોય નીચે દાટેલો છે માટે તે ખેતરો તમે બીજા કોઇના હાથ જવા દેશો નહી હો." તે સાંભલીને છોકરાઓએ નિશ્ચય કરયો કે, ડોસાએ કંઇ દ્રવ્ય ખેતરોમાં દાટી મેલ્યુંછે ખરૂં. તે ખેડુતના મરણ પછી તેમણે તે ખેતરાં, ખેડવાને બહાને હાથ હાથપુર ખોદી જોયાં, પણ તેમાંથી તેઓને કંઇ થાપણ તો જડી નહી. તેમ છતાં ભોંય સારી ખેડાવાને લીધે તે ખેતરોમાં વાવેલા દાણા દર વરસના કરતાં દશ ગણા પાકયા, અને તેમને પુષ્કળ દ્રવ્યનો લાભ થયો. તે છોકરાઓમાંથી એક ડાહયો હતો તે બોલ્યો, "ખેતરમાં પુંજી છે એમ બાપે કહયું હતું, તે આજ હશે."

સાર.

મનની કુશલતા અને ઉદયોગ જ્યાં છે, ત્યાં ધનનો લાભ અવશય થાયજ. અનેક ઉદયમોમાં ખેતીવાડી સરખો બીજો ઉદયમ નથી. જેઓ તે જાતે કરેછે, તેમને પરીશ્રમ થાય છે, જેથી એક તો આરોગ્યતા સુધરે છે, અને બીજું સંસારમાં ગુજરાન સારૂં જે વસ્તુ જોઇએ, તેનો ટોટો પડતો નથી. માટે ખેતીવાડીયોની ખેડ સમજુ માણસોએ બહુ પ્રીતથી કરવી.

---

વારતા ૧૨૯ મી.

## ઘોડો અને સિંહ.

શરીરે પુષ્ટ, માતેલા એક જુવાન ઘોડાને જોઇને એક સિંહની દાઢ સળકી અને તેના મનમાં એવો ભભરાટ થયો કે, તેના માંસનો એક કડકો ખાવાને મળે તો સારૂં થાય. પછી તે ઘોડાને પેચથી પોતાના કબજામાં લેવાને સિંહે વૈદનો વેષ લીધો, અને બધા પશુઓને જાહેર કર્યું કે, "મેં દેશદેશ ફરીને નાનાપ્રકારનાં ઓસડીઆં તથા જડી બુટ્ટીઓ તપાસીને તેમના ગુણનો અનુભવ લીધો છે. તેથી પશુઓના ગમે તેવા રોગ હોય, પણ મારા હાથે કરાર થયા વગર રહેજ નહી." તે ઘોડાએ તેનાં પગલાં પારખીને મનમાં વીચાર્યું કે, "આપણે પણ ઠગ વીદ્યા કરીને તેને ઠગવો." પછી તે ઘોડો ભોળાપણું દેખાડીને સિંહ પાસે લંગડાતો લંગડાતો આવ્યો; અને કેહવા લાગ્યો, "વઇદરાજ! મારે પાછલે પગે કાંટો ભોકાયાથી તેના દરદને લીધે હું બહુ હેરાન છું, માટે કૃપા

કરીને કંઇ ઊપાય કરો." સિંહ બોલ્યો, "બચ્ચા! પાસે આવ, મને તાહારો પગ જોવા દે." પછી સિંહની પાસે આવીને ઘોડાએ પાછલા પગોથી ઉછળીને એવી એક પાટુ મારી કે, તેથી સિંહનું જડબું ભાગી ગયું અને તે ઊં ઊં-કરતોજ રહયો. તે ઘોડો લાગલોજ ચારે પગે કુદીને નાસી ગયો. ને મનમાં બહુ હરખાયો કે, જે મને ઠગનાર હતો, તેને મેં ભલો ઠગયો.

સાર.

ઠગને ઠગ્યાથી બહુ હરખ થાય છે. જોકે દગો કરવો, છેતરવું, એ સર્વથી નીચનું કર્મ છે, તોપણ આપણને ઠગવાને જે આવ્યો હોય, તેની સાથે ઠગવીદ્યા ચલાવીને તેનો મનોરથ પુર્ણ થવા ન દેવો, એ નીતી છે.

---

વારતા ૧૩૦ મી.

## સિંહ, વાઘ અને શીયાળ.

એક અરણ્યમાં એક સિંહ તથા એક વાઘ, એ બંને જણા બેઉ બાજુથી ધાઇને એક હરણના મડદાં ઉપર તુટી પડયા. મુવેલું હરણ વેહેંચી ન ખાતાં ભક્ષણ માટે બંનેની વચ્ચે વઢવાડ થઇ અને ઘણીવાર જબરૂ યુદ્ધ થયું. અંતે બંને એક બીજાના પંજાથી ઘાયલ થઇને ભોંય ઉપર પડયા. એવામાં અચાનક તે વાટે થઇને એક શીયાળ જતી હતી, તે તેમની એવી અવસ્થા જોઇને સાહસથી બંનેની વચ્ચે આવી અને મુવેલા હરણને ઘસડી ગઈ. આ બનાવ બંને વનરાજો ટગર મગર જોતાજ રહ્યા, પણ શકિત નહી તેથી તેમનાથી કશો અટકાવ થયો નહી, તે સમયે બંનેને વિચાર

થયો અને અન્યોઅન્ય કહેવા લાગ્યા, "અહો! જોયું આપણી લડાઇનું ફળ! પેલી લુચ્ચી શીયાળ આપણું ભક્ષ આપણા બંનેની વચમાં આવીને લેઇ ગઇ અને આપણે એક એકને એવું કરેલું છે કે, તેના હાથમાંથી તે છોડાવવાની પણ શકિત રહી નથી.

સાર.

કેહેવત છે કે, "બેની લડાઇમાં ત્રીજાને લાભ." એકાદા પદાર્થને સારૂં બે જણા લડવા માંડે છે, અને હઠ એટલી વધારે છે કે, બંને તદન ખુવાર થાયછે. તેવી વલે જોઇને તે બંનેને એક કોરે પડતા મુકી કોઇ ત્રીજોજ પોતાની સતા તે પદારથપર પહોચાડે છે. માટે શાણાયે કલેશ કરવા વીશે આગ્રહ કરવો નહી. બનતાં સુધી જેમ તેમ કરી અથવા સમજી ઘર મેળે ટંટો પતાવવો, તે સારૂં. એમ કરયાથી ધારેલા લાભમાં થોડી હાની થાય ખરી, પણ અત્યંત વેર બાંધતાં ત્રીજો વચે પડી જે નુકસાન બંનેને કરેછે, તેટલું તેનાથી થાય નહી.

---

વારતા ૧૩૧ મી.

## શિયાળ અને માંદો સીંહ.

એકવાર સિંહે પોતાના મંદવાડની ખોટી અફવા ફે લાવતાં એવું પણ જણાવ્યું કે, જે જનાવરો તેની ખબર પુછવા જશે, તેઓને તે પોતાનાં વાહલાં કરીને સમજશે. તે ઊપરથી સઘલા પશુ, સિંહની ગુફા પાસે ગયા,

પણ તેઓમાં એક શીયાળ મીત્ર નહીં હતો. તેની ગેરહાજરી ધ્યાનમાં રાખીને, સિંહે વરૂને ગુપચુપ તેની શોધ મેળવવા મોકલ્યો. તેણે જઇને શીયાળને કહ્યું, "ભાઇ ! તું આવડો નઠારો કેમ થયો? અલ્યા સઘળા પશુ વનરાજાની ખબર લેવા આવ્યા છે, અને તું એકલો મ્હોડું દેખાડવા પણ નથી આવ્યો એ શું?" શીયાળ બોલ્યો, "બાપા! સિંહજીને મારી વતી સાષ્ટાંગ દંડવત કરીને વિનંતી કહેજો કે, મારૂં હેત તમારા ઊપર પેહેલાં હતું તેવું ને તેવુંજ છે. તે વીશે તમે મનમાં લગાર પણ સંશય લાવશો નહી. તમારી ખબર પુછવા હું હમણાં પાકે પગલે આવું છું, પણ શું કરૂં ? તમારી ગુફા મારી નજરે પડેછે, એટલે મારા પેટમાં ફાળ પડે છે; કેમ કે, જે પશુઓ એકવાર તેમાં પેઠાં છે, તેમનાં પગલાં હજી સુધી પાછાં વળયાજ નથી.

### સાર.

જે વાત આવી પડી, તેનો વીચાર કરયા વગર તેમાં ઉતરયાથી હાની પોંહોચે છે. સઘળાની વલે તે આપણી વલે, એમ સંતોષ માનીને એકાદા જોખમવાળા ખટલામાં સમજુએ માથું મારવું ઘટીત નથી. કારણ સરવે જન પોતાની બુદ્ધીવડે ચાલતા નથી. તેઓમાં એકાદ શખસ પોતાનો અરથ સાધવામાં બીજાઓ કરતાં ઘણો કુશળ હોય છે, તે તેમને જેમ વાળે છે તેમ તેઓ વળે છે. માટે ઘણા કરે છે તેમ આપણે પણ કરવું જોઇએ, એવો વીચાર ન કરતાં સારાસાર વીચાર કરી જે ઠીક લાગે, તેજ આપણે કરવું.

વારતા ૧૩૨મી.

## ઊંદરોની સભા.

એક વખતે ઊંદરો પોતાની મંડલી એકઠી કરીને વીચારવા લાગયા કે, બીલાડીથી તેમનો પ્રાણ બચાવવા સારૂં સબલી યુકિત કઈ? તેમની સભામાં ઘણી કલ્પનાઓ નીકલી અને આમ થાય ને આમ ન થાય એવો વાદવીવાદ કેટલીક વાર સુધી ચાલ્યો. તે સમયે એક તરૂણ ઊંદરે આગલ આવીને મોટું પાંડીત્ય દેખાડીને અંતે એવું સીધ્ધ કરયું કે, એકજ યુકતીથી આપણે બીલાડીના મુખમાં જતાં બચી શકીયે તેમ છે. તે એવી યુકતીથી કે, બીલાડીની કોટે ઘંટડી બાંધવી, એટલે તે જરા હાલી, કે સાવધ થઈને આપણાથી પોતપોતાના દરમાં ભરાઈ જવાશે. આ સાંભલીને સઘલા સભાસદોએ "વાહવા! એ ભલી યુકતી!" એમ કહીને હરખથી માથાં હલાવ્યાં; અને તેઓમાંના કેટલાક એવું પણ કહેવા લાગયા કે, "આ જુવાન ઊંદરને આપણે સરવે તેની બુધ્ધી માટે એક માનપત્ર આપવું જોઇયે." પણ એક શાણો ઘરડો ઊંદર તે સઘલું સાંભલી લઈને ધીમેથી ઉભો થયો, અને કહેછે, "ભાઇયો! કલ્પના તો ઘણી સુંદર છે અને તે બતાવનારો પણ અત્યંત ચતુર છે, એમાં તો કંઇ સંદેહ નહી. પણ તેને મ્હોડે મારે હજુ એટલું સાંભલવું જોઇયે, કે બીલાડીની કોટમાં તે ઘંટડી કેમ બાંધવી? અને કીયો ઊંદર તે કામ કરવાને આગલ પડે છે? એટલું જાણતાં સુધી આપણે તેને માનપત્ર આપવું નહી." તે સાંભલીને સઘલાએ પેલા તરૂણ ઊંદરની અક્કલને હસી કહાડી.

સાર.

મ્હોડે કહેતાં, બધી વાતો સેહેલી દેખાય છે, પણ કરતાં તે તેટલી સેહેલ લાગતી નથી. માટે જે પુરૂષ એ-કાદ યુક્તિ બતાવવા આગળ પડે, તેની તે નવી યુકતી ફલીભુત કેવી રીતે થશે, તે બરાબર સમજયા વગર નકા-મી તેની બડાઇ ફુંકવી નહી.

વારતા ૧૩૩ મી.

## સિંહ, ગધેડો, અને શીયાળ.

એક સમયે સિંહ, ગધેડા અને એક શીયાલ વચ્ચે એવો ઠરાવ થયો કે, તેઓએ સંગાથે શીકારે જવું, અને જે શીકાર હાથમાં આવે, તે તેઓએ વેહેંચી ખાવો. તે-ઓની વચ્ચે મીત્રાચારી ભરેલો આવો ઠરાવ થયા પછી તેઓ એ શરીરે પુષ્ટ એવું એક સાબર મારયું. તેના ભાગ પાડ-વાને સિંહે ગધેડાને કહયાથી તેણે ત્રણ ભાગ સરખા પાડયા. તે જોઇને સિંહને ક્રોધ ચડડયો અને તેજ ક્ષણે પંજાથી ગધેડાનાં આંતરડાં બહાર ખેંચી કાઢયાં. પછી સિંહે તે શી-કારના ભાગ પાડવાનું કામ શીયાળને સોપ્યું. શીયાળ સ્વ-ભાવે સમયસુચક તથા લુચ્ચું પ્રાણી હોવાથી, તેણે તેમાંનો એક ઘણોજ નાનો કકડો તોડી લઇને સિંહને કેહવા લાગયો " રાજાધીરાજ! આટલો તો બહુ; બાકી સઘલો ભાગ આપે અંગીકાર કરવો." તે સાંભલીને સિંહ બહુ રાજી થયો અને તેને પુછવા લાગયો, "ભાઇ આવી જગતમાન્ય રાજ-નીતી તને કોણે શીખાડી?" તે બોલ્યો, "મહારાજ સાચું પુછશો તો, એ વીદ્યાનો મારો ગુરૂ આ સામો પડેલો ગધેડોજ છે."

સાર.

જે માણસ ધયાનથી શીખામણ શોધવા માંડશે, તેને લોકોનાં તરેહવાર આચરણો અને પરીણામ જોઇને તેમાંથી પુષકલ વાતો સમજયામાં આવશે. અસલના વખતના માણસોની કથાઓ, તથા હમણાંના વખતમાં જે બનાવો બને છે, તે એ સઘલાનો વીચાર કરયે તો, તેમાં આપણી પોતાની ચાલચલણની પરીક્ષા કરવાનાં ઘણાં દરષટાંતો મલી આવશે; અને તેમને અનુસરીને ચાલવાથી ભવીષયમાં આપણું ભલુ થવાનો સંભવ રહેશે. જેમ કોઇને વેહેલામાં તણાતો જોઇ આપણે વેહલામાં પગ મુકતાં ખમચાસું તેમજ કોઇને ઠોકર લાગતી જોઇ, આપણે સંભાલીને ચાલીશું. માટે જે દરેક પદારથના ગુણ દોષ વીચારે છે, અને પછી તેમનો ઘટીત ઉપયોગ વીવેક ખુશીથી કરી જાણે છે, તેને સંસારમાં જીંદગી કેમ ગુજારવી તે સારી પેઠે સમજ પડે છે.

---

વારતા ૧૩૪ મી.

## એક મરવા સુતેલો સીંહ.

એક ઘરડો સિંહ મારવા પડયો, તે સાંભળીને જે જે પશુઓને તેણે પેહેલાં દુખ દીધું હતું, તે તે પશુ પોતપોતાનું વેર લેવાને તેના રેહેઠાણમાં ગયાં, ભુંડે પોતીની દાઢ ઘસીને પેહેલાં રીસથી તે સીંહના પેટમાં ઘોચી, તે જેવી ખંજરની અણી પેઠે તેને વાગી. બલદે શીંગડાં મારીને તેને

લોહી લુહાણ કરયો. તેટલી વેદનામાંથી પણ તે બચ્યો જો-ઇને ગધેડો પણ આગલ આવ્યો, અને તેણે પાછલા પગ ઉચકીને સીંહના મ્હોડા પર પાટુઓનો પ્રહાર કર્યો. ત્યારે વેદનાથી હેરાન થયેલો સિંહ મરતી વખત બોલ્યો, "અરેરે! શું આ દુઃખ! અહો! સુરા અને પરાક્રમીઓના હાથથી થયેલું પણ જે દુઃખ સેહેવાતું નહી, તેવું દુખ આવા નીચ પશુઓના હાથથી સહું છું. અરે! એ કરતાં મને હજાર મોતનું દુઃખ આવી પડત, તોપણ તે કઠણ લાગત નહી."

## સાર.

આપણ પર પ્રાણી માત્ર પ્રીતી કરે અને કોઇ ઉપદ્રવ કરે નહી, એવી ઇચ્છા હોય, તો આપણે લોકોનું હીત કરતાં રહી તેમના પર પ્રીતી રાખવી, ફોગટમાં કોઇ કોઇને માનતું કે ચહાતું નથી. માટે જેને મોટાઇ મેલવવી હોય, અને તે આગલ વંશપરંપરા ચલાવી અચળ રાખવી હોય, તો તેણે તે ઊપર બતાવેલા મારગેજ સંપાદન કરવી, એમ કરતાં પછી કોઇ તેને દુઃખ દેવાની હીંમત ધરશે નહી, અને સંકટ સમયે તેને વેરી નજરે આવશે નહીં પણ જેણી મેર તે જોશે, તે તરફ સહાય કરનારા અને મીત્રોજ દ્રષ્ટીએ પડશે.

---

વારતા ૨૩૫ મી.

## ડોસો અને તેના દીકરા.

એક ડોસાને પાંચ દીકરા હતા. તેઓને માંહોમાંહે નીત્ય જોઇ વઢતા ડોસાએ ઘણીવાર તેમને ધમકાવ્યા તથા નરમાશથી સારી શીખામણ આપી. તેમછતાં તે સઘલું વ્યર્થ

ગયું, અને તેઓએ કંકાશ છોડયો નહીં. ત્યારે છેલ્લે તેણે પોતાના છોકરાઓને પાસે બોલાવી તેમની આગલ પાતલી લાકડીઓની એક ભારી મુકી તેના ભાગીને કકડા કરવા તેણે દરેક છોકરાને કહ્યું. દરેક જણાએ વારા ફરતી ઘણું જોર કરી જોયું, પણ ભારીમાંની લાકડીયો એક એકને આધારે હતી તેથી તે કોઇનાથી આખી ભારી સંગાથે ભગાઇ નહી. પછી ડોસાએ તેજ ભારી છોડી નાખી, અને તેઓમાંની એક એક લાકડી દરેક છોકરાના હાથમા આપીને પેહેલાની પેઠે તે ભાગવાને કહયુ. એવી રીતે પછી તે બધી લાકડાઓ તેમણે એક ક્ષણમાં ભાગીને કકડા કરી નાંખી. ત્યારે તે ડોસાએ તેમને કહ્યું, "છોકરાઓ! જોયું કે એકીનું બલ? તમે પણ એમજ સંપ કરીને એક એકનો આસરો પકડીને રેહેશો, તો તમને કોઇ ઊપદ્રવ કરી શકશે નહી. પણ તેવા સુખદાયક સંપનો આસરો એકવાર તમે છોડયો, કે પછી એક નીરબલ, કંગાલ પ્રાણી પણ વીગ્રહના વખતમાં તમને મોટો શતરૂ થઇ પડશે.

## સાર.

નીરંતર આપણું ભલું થાય એવું જો મનમાં હોય તો માણસોએ પરસ્પર સંપ અને મીત્રાઇ ધરઢ રાખવાં, જે રાજયમાં, અથવા કુટુંબમાં જેટલી એક દીલી ઓછી, અને કલેશ વધતો, તેટલું રાજય, અને કુટંબ વધારે ન ભલું સમજવું. કહયું છે, "જેઓ માહો માહે વઢે છે, તેઓ પોતાના નાશનું કારણ પોતેજ થાયછે." માટે, રાજયમાં, જાતીમાં, મંડલીમાં કુટુંબમાં અથવા જયાં જયાં ચાર એકઠા થઇને એકાદું કામ આરંભે છે, તેમાં કલેશ પેઠો, એટલે જાણવું કે, તેમની પડતીની શરૂઆત થઇ.

જેઓ એક માબાપને પેટે જનમ્યા છે, તેઓએ તો એકે મતે ચાલવું, તથા એક એકનું હીત કરવું, એ સેહેજ ભાવ છે. દુઃખના ભાગીયા હોય તો તે દુઃખ હલકું થાય છે; અને સુખ ન હોય તો, જ્ઞાતે સુખ અનુભવતાં ખમણું લાગે છે.

---

વારતા ૧૩૯ મી.

## ડોસી અને તેની દાસીઓ.

એક ડોસીને કેટલીક દાસીઓ હતી, જેઓને તેણી કુકડો બોલતાની સાથે બીછાનામાંથી ઉઠાડી કામે વલગાડતી. એક સમયે તે દાસીઓએ સંગાથે મલી એવો વીચાર કરયો, કે "આ દુષ્ટ કુકડો આપણી મીઠી ઊંઘ બોવરાવેછે, માટે એને જો મારી નાખીયે, તો આપણને ડોસી દુઃખ દેશે નહી." પછી તેણીઓએ તેમ કરયું, અને મનમાં સંતોષ પામી કે, હવે અજવાલું થતાં સુધી ડોસી તેણીઓને ઊઠાડશે નહી. પણ ડોસીયે તે સઘલું કપટ જાણયું, અને તેથી દાસીઓને શીક્ષા કરવા સારૂ તેણીએ તે દાહાડાથી પેલીઓને મધરાતથી ઉઠાડવા માંડી.

સાર.

કંઇએક કામ કરવાની અગાઉ તે કરવાથી શો પરીણામ થશે તેનો આગલથી વીચાર કરવો. નહીતો સુખને માટે જે ઊદયોગ કરીયે, તે દુઃખનું કારણ વખતે થઇ પડેછે.

વારતા ૧૩૭માં.

## પારધી અને પક્ષી.

એક પક્ષી પારધીની જાલમાં એક સમય સપડાયું. પારધીએ બહાર કહાડતાં તે કહે છે, "અરે! ભલાં માણસ! જો તું મને આ વેલા જીવતદાન દઇશ, તો હું બીજાં પુષ્કલ પક્ષીઓને છેતરીને તારી જાલમાં સપડાવી આપીશ." પારધી તેને જવાબ દે છે, "અરે! દુષ્ટ! તને હવે જીવતું મુકવું ઘટીત નહીં, કારણ તારા આવા બોલોથી તો તને ટુપી ટુપીને જીવથી મારવું, એવો મેં નીશ્ચય કરયો. કેમકે તું પોતાના એકલા જીવ સારૂ ઇષ્ટ મીત્રોનો તથા જાતીનો નાશ કરાવનારૂં, માટે તારૂ જીવતર ફોગટ છે." એમ કહી પારધીએ તે પક્ષીની ડોક મરડી નાખી.

સાર.

રાજનો શાહી ઘણો ઘાતકી પાપી હોય છે. તે પોતાના ઇષ્ટ મીત્રોનો તથા જાતીનો નાશ કરાવવાને શત્રુના કાલાવાલા કરી પોતે સુખી થવા ઇછેછે; પણ તેજ શત્રુ પોતાનું કામ થયું એટલે પછી તેને જીવતો છોડતો નથી. કદાચીત મુકે, તો પણ મનથી તેનો તીરસકાર કરેખરો.

વારતા ૧૩૮ મી.

## સાહુડી અને સાપ.

એક સાહુડીએ કેટલાક સાપોને તેમના રાફડામાં પડી રેહેવાની વીનંતી કરી. સાપોએ વીચાર ન કરતાં તેને રાફડામાં

પેસવા દીધી. સાહુડી તેમના દરમાં પેઠી, તે વખત તેનાં કાંટા જેવાં અણીયાળાં સીસોળીઆં સાપોના શરીરમાં ભોકાયાં. તેથી તેઓને ઘણો સંતાપ થયો. પછી તેઓ તેને કહેવા લાગ્યા, "સાહુડી બાઇ! હવે તમે અહીંથી પધારો. અમારાથી તમારો ઊપદ્રવ સેહેવાતો નથી." તેણીયે જવાબ દીધો, "હું હવે જાઉશ? મને તો આ ઠેકાણું બહુ સારૂં લાગેછે, માટે જેને ન ગમતું હોય, તે સુખે અહીંયાંથી બીજો રાફડો શોધી લે.

### સાર.

કેટલાક પુરૂષોના સ્વભાવ કુદરતથી એવા તો નઠારા હોય છે, કે તેઓની સંગતીથી સામા માણસને દુઃખજ થાય. તેટલા માટે કોઇની સાથે પણ મીત્રાઈ, અથવા ઉધયમ, અથવા સગાઇ કરવી હોય, તો પેહેલાંથી તેની જાત, ગુણ અને સ્થીતી, રીતી, ઘણી ચોકશાઇથી તપાસવાં. કેમકે, એક વાર સંબંધ થયો, પછી આપણે તેમની સાથે બન્યું નહી, તો મોટો પસ્તાવો સેહેવો પડે.

---

### વારતા ૧૩૯મી.

## મોર અને કાગડો.

એક સમયે, પોતાના ઉપર કોઇને રાજા ઠરાવવા સર્વ પક્ષીઓ એકઠાં થયાં હતાં. એ અવસરે રાજ્યપદ લેવા મોર આગલ થયો, અને પોતાની યોગ્યતામાં તેણે પોતાના સોનેરી પીછાં ઊભાં કરીને તે કળાની શોભા તરફ સરવે પક્ષીઓની આંખો ખેંચી. તે વખતે ઘણાંની મરજી તેને રાજ્યા

ભીષેક દેવાની થઈ, અને જેમ તેઓએ તેના બહુ વખાણ કરયાં, તેમ મોરે કલાને વધારે ફેલાવી નાચ પણ કરવા માંડયું. તેના નાચથી બધાં પક્ષીઓ પ્રસંન થયાં. અને તેને રાજભુષણો ધારણ કરાવેછે, તેવામા કાગડો સભાની આગળ આવી તે મોરને કહેછે, "રાજાધીરાજ! આપના દાસને એક સંદેહ ઊત્પન થયોછે; આગ્ના થાય તો કહું" મોર બોલ્યો, "સુખે બોલ, ભાઇ" કાગડો કહેછે, માહારાજ! અમે આપને રાજા કરીને અમારા પ્રાણ સ્વામીને સ્વાધીન કર્યા; હવે અમારા સરવનો ભરોસો સ્વામી ઊપર છે, પણ જે વખતે ગરૂડ, ગીધ, અથવા સમડી અમારા ઊપર હુમલો કરશે, અને તેઓ કરવાનાજ; ત્યારે તેમનો પરાજય સ્વામી શી રીતે કરશો? એટલોજ ખુલાસો કરીને અમારી ચીંતા નીવારણ કરો." તે પ્રશ્ન સભાએ સાંભલીને તતક્ષણે તેમને પોતાની મુરખાઇ દેખાઈ, અને બધાં પક્ષીઓએ કહ્યું કે, "વાત ખરી. આપણું સંરક્ષણ આ નાજુક, દેખાવડા પક્ષીને હાથે કદી થાયજ નહી. માટે એ રાજા કામનો નહી."

### સાર.

કોઇપણ મંડલીના સભાસદોએ પોતાનો પ્રમુખ ઠરાવતાં, જેને પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવે, તેની બાહારની શોભા ઉપર ભુલીને ઠગાઇ જવું નહીં. સર્વનું કલ્યાણ કરવાનો જેનામાં ગુણ અને બળ હોય, તથા જે જે શાણો, ચતુર તથા સદગુણી હોય તેનેજ આગેવાન ઠરાવવો. પણ તેમ ન કરતાં એકલી શ્રીમંતાઇ ઊપર નજર રાખીને મુરખને આગેવાન ઠરાવવાથી, તેના હાથથી બંનેને દુખદાયક થઇ પડે, એવાં પરીણામ નીપજેછે.

વારતા ૧૪૦ મી.

## પાંજરામાં પુરેલા એક પોપટ.

એક ધનવાનની પાસે એક પોપટ હતો, તેને તે મીઠા પદારથો ખવાડી એક સોનાનાં પાંજરામાં પાલી રાખતો હતો. તે પાંજરૂં તેણે વાડીમાં એક ઝાડ નીચે આરસપાહાણનો ચોતરો કરીને તેના ઉપર એવા વીચારથી મુકયું હતું કે, પોપટને ઊનાલામાં ખુલો, શીતલ પવન વાવાથી તેને સુખ થાય. તે પોપટ, ઘરધણી અથવા ઘરનાં બીજાં માણસો પાંજરા પાસે જાય, ત્યારે મીઠા મીઠા બોલ બોલી તેમને રીઝવતો. તેનાં પીછાં વીખેરાતાં તો તે ઘરધણીયાણી પોતાના કોમલ હાથ તેમના ઊપર ફેરવીને ઠીક કરતી. એવા સુખમાં છતાં પણ તે પોપટ નીત્ય મનમાં હીઝરાતો હતો, અને કેહતો કે, "અરે! બીજાં પક્ષી જંગલમાં છુટાં રહીને ઝાડોની ડાળીઓ ઊપર સ્વછંદે બેસે છે તેઓ કેવાં ભાગયશાલી! હું તેમની પેઠે છુટો કયારે થઈશ?" એવું બનયું કે, એક દીવસ ચાકરના હાથથી પાંજરાંનું બારણું અજાણે ઊઘાડું રહી ગયું, અને તે લાગ સાધીને પોપટ તેમાંથી ઊડી જઈ પાસેનાં જંગલમાં ગયો. ઉડતાં તેના મનમાં એવું હતું કે, બાકી રહેલું આયુષ્ય હવે સુખે કાઢશું. પણ જંગલમાં જઈને નાના પ્રકારની નવી નવી અડચણોમાં તે માત્ર પડયો. પાંજરાંમાં તો તે પોતાને દુઃખી માનીને મનમાં ખેદ પામતો હતો, પણ હવે તો તે ખરેખર દુખયારો થયો, બીજાં પક્ષી તેને ચાંચો મારવા મંડયાં. તેની જે મનુષ્ય વાચા સાંભળીને લોકોને આનંદ થતો હતો, તે સાંભળીને

તો પક્ષીઓ તેને વધારે દુઃખ દેવા લાગયાં. મીઠાં મીઠાં અન્ન પાંજરાંમાં ખાતો હતો, તે ત્યાં નહી મળ્યાં. અને ઉદયોગ કરીને પેટ ભરવાનો તો તેને અભયાસજ નહોતો, તેથી ભુખે મરવા લાગ્યો. વાયરા, વરસાદના ઝપાટામાથી રક્ષણ કરનારૂં ઘર જતું રહયું અને ઝાડોની ડાળીઓમાં વરસાદમાં ભીંજાવું અને ટાઢે ઠુઠવાવું પડયું. એવા ટાહાડ, તડકામાં તેના નાજુક શરીરની પ્રકૃતીનો નીભાવ થયો નહી. છેલ્લે તે રીબાઈ રીબાઈને મરતી વખત પોતાના મન સાથે કહેવા લાગયો કે, "આહાહા બાપડા પોપટ! જો ફરીને એક વાર પાંજરૂં તને મળત, તો તું ફરવાની વાત કદી કરત નહીં; પણ તે હવે કયાંથી મલે ?" એમ બોલતાં મોતે તેની આંખો મીંચી.

સાર.

સર્વે વાતો અનકુલ છતા, જેને સ્વછંદે ભટકવાની હોંશ હોય, તેણે આ વાતથી એ શીખામણ લેવી, કે જો સ્વતંત્રપણું વીપતી સહીત છે, તો તે શાકામનું જેમ હોડીવાલા વગર હોડી દરીયામાં સલામત ચાલતી નથી, અને આધીન થયા વગર, સેનાનો છુટકો નથી, તેમ સ્ત્રીઓ, છોકરાં અથવા જેઓનામાં જાતે નીરવાહ કરવાની શકતી નથી, તેઓએ પોતાની જાતને પરતંત્ર માનીને ખેદ શા માટે કરવો અને દુઃખ કલપીને પોતાના પંડને સંકટમાં શા માટે નાખવો ?

વારતા ૧૪૧ મી.

## પારધી અને હોલો.

એક પારધી બંદુક લઇને જંગલમાં શીકાર કરવાને ગયો, ત્યાં એક ઝાડની ડાલપર એક હોલાને બેઠેલો દીઠો. પોતાની બંદુક તે ગરીબ હોલા તરફ લક્ષથી તકાવીને તેનો ચાંપ દાબતો હતો, એવામાં તેના પગે સાપ ડસ્યો. ડંખની વેદનાથી વ્યાકુલ થતાંજ તેના હાથમાંથી બંદુક નીચે પડી, અને થોડીવાર પછી તે પારધીના આખા અંગમાં ઝેર ચઢી ગયું. તેનો પ્રાણ જવા લાગ્યો તે વખત તે પોતાને કહે છે, "રે ચંડાલ! તને જે શીક્ષા થઇ તે યથાયોગયજ થઇ."

સાર.

બીજાને પીડા કરનારો જાતે તતક્ષણ પામે છે, એ કેવું અશ્ચર્ય. પરપીડા કરનાર પોતાનું મન કઠણ કરીને લોકોને હજારો ઉપદરવ કરે છે, પણ તેમાનો એક જો તેને થયો, તો તેને એમ લાગે છે કે, હવે શું કરવુ અને સકુમાર શરીરે હોવાથી આ પીડા સેહેવાતી નથી પણ આપણને દુખ થાય છે તેમજ બીજાને થતું હશે, એ તે મુરખના મનમાં આવતું નથી. માટે લોકો સાથે વેહેવાર બાંધતી વખતે પોતાના ચીત્ત સાથે વીચાર કરવો, એટલે જે નીતી હશે તેજ શુધ અંતઃકરણ કહી આપશે. તેમ ન કરતાં આંખો મીંચીને જો આપણે, કામ ક્રોધાદીકને વશ થઇને, કુકરમ કરવા લાગીએ તો પાપનો ઘડો ભરાય એટલે કોઇ દાહાડે પણ ફુટે, અને ગમે તેવા હલકા પ્રાણીને હાથે આપણું પારીપત્ય થાય. માટે આપણું ભલું થવા ઇચ્છીયે, તો આપણે લોકોનું ભલું કરતા રહેવું.

## વારતા ૧૪૨ મી

# ભુંડણ અને વરૂ.

એક ભુંડણ વીઆયા પછી તેનાં કુમલાં કુમલાં બચ્ચાં જોઇને એક વરૂને એવી લાલચ થઇ કે, એમાંથી એકાદ મને ખાવા મળે તો સારૂં. પછી તે વરૂ ઘણા દહાડા સુધી લાગ તાકતો ભુંડણની બોલની આસપાસ ફેરા ખાય. પણ ભુંડણ બચ્ચાંને વીલાં ઘડી પણ મુકતી નહીં હોવાથી વરૂને રોજ નીરાશ થવું પડે. ત્યારે પોતાના ઊપર ભુંડણનો વીશ્વાસ બેસાડવા માટે, તે તેની પાસે આવયું, અને મીઠી મીઠી વાતો કરવા લાગયું. ભુંડણને તે કહે છે, "બાઇ! તમે સારાં છોની? એક ઠેકાણે રાત દીવસ બેસી રેહયાથી તમે બહુ અકલાતાં હશો, નહી વારૂં? મારા જોગું કંઇ કામ હોય, તો કેહજો, મનમાં કંઈ આશંકા રાખશો નહી. તમારા મનમાં જરા બાહાર ફેરો મારી આવવાનો હોય, તો સુખે જઈ આવો. આ ધાવણાં બચ્ચાંની કશી ચીંતા રાખશો નહીં. હું એમને જીવની પેઠે જતનથી તેટલી વાર સંભાલીશ." ભુંડણે તે સાંભલી લઇને જવાબ દીધો, "વરૂ બાપ, તમારો મારા ઉપર બહુ પાડ થયો, પણ તમને એટલુંજ મારે કામ કેહવાનું છે કે, કૃપા કરીને અહીંથી હવે પધારો; હું તમારી હંમેસની આભારી થઇશ, અને તમે હવે પછી કદી મને મોહડું નહી દેખાડવાનો ઊપકાર કરશો."

### સાર.

કેવળ પારકાના હિતને સારૂ ઉદ્યોગ કરનારાં આ સૃષ્ટીમાં થોડાજ છે. માટે જે કોઇ કહ્યા વગર આપણુ કલ્યાણ કરવાની ઇછા દેખાડે તેના વીશે મનમાં શંકા

રાખવી. વલી જે દુષ્ટ અને આપણો શત્રુ છે, તે જો આપણી પાસે આવીને વહાલપણું દેખાડવા માંડે, તો તેનાથી વધારે સાવધ રેહવું.

---

વારતા ૧૪૩ મી.

## ખેડુત અને શાહમરગ.

એક ખેડુતે ખેતર વાવ્યું હતું, પણ તેમાં હંસ અને બગલાં આવી ઘણો બગાડો કરી જતાં. તેણે અંતે ખેતરમાં જાલ પાથરીને પુષ્કલ હંસ તથા બગલાં પકડયાં, અને તેના ભેગો એક શાહમૃગ, જે અમસ્થો આવયો હતો, તે પણ પકડાયો. ઉપર સંકટ આવેલું જાણી તે શાહમુરગ ખેડુતની પ્રાર્થના કરીને કહે છે, "બાપ રે! મને મારીશ નહી! જો, હું હંસ નથી, તેમ બગલો પણ નથી, પણ એક ગરીબ શાહમૃગ છું. અમે સ્વધર્મે ચાલીયે છીયે." તેને ખેડુત કહે છે, "અરે! તે સઘલું ખરૂં હશે, પણ આ વેલાએ તું નઠારાઓની સોબતમાં મારે હાથ ચડયો છે, માટે તને પણ તેમના જેટલી શીક્ષા કરવી જોઇયે."

સાર.

દુર્જનોની સંગતીમાં સજ્જન અપ્રતીષ્ટા પામે છે; અને જે સંકટમાં દુરજનો ફસે છે, તેમાં તે પણ પડે છે.

---

વારતા ૧૪૪ મી.

## ભરવાડનો છોકરો.

એક ભરવાડનો છોકરો ઘેટાની ચોકી કરતાં વારે ઘડીએ અમથોજ એવી બુમો પાડતો હતો કે, "વરૂ

આવ્યું રે! વરૂ આવ્યું!" તે સાંભળીને આસપાસના ખેતરોમાંથી ખેડુતો તીર, કમઠાં તથા ડંગોરા લેઇ ધાઇ આવતા, અને તયાં આવીને જોતાં વરૂ ન હોવાથી તેઓ બાપડા છોભા પડી પાછા જતા. એમ બે ચાર વાર તેઓ છેતરાયા, તયારે તેમણે નીશ્ચય કરયો કે, તે છોકરો જુઠો છે, એની બુમો મનપર લેવી નહી. પછી એક દાહાડો ખરેખર એક વરૂ આવ્યું, તે સમયે ગભરાઇને તે છોકરો હાંકો મારવા લાગયો. પણ તેના બરાડા પેહેલાંના જેવા જુઠાજ હશે, એમ સમજી કોઇ દોડીને મદદે આવ્યું નહી, વરૂયે નીરાંતે તેનાં ઘેટાં મારીને ખાધાં.

સાર.

જે પુરૂષ એકવાર જુઠો માલમ પડયો તેના બોલવા ઉપર પછી લોકો વીશવાસ રાખતા નથી. તે ખરેખરો સંકટમાં હોય, તો પણ તેની વાત ખોટી માનીને તેને લોકો સહાય થતા નથી.

---

વારતા ૧૪૫મી.

## સાપ અને માણસ.

એક છોકરૂં આંગણામા રમતું હતું, ત્યાં તેને સાપ કરડયો. સાપના ઝેરની અસરથી તે છોકરૂં તરત મરી ગયું. તે જોઇને તે છોકરાના બાપને રીસ ચઢી અને હાથમાં કુવાડી લઇને તે સાપની પાછલ ધાયો. સાપ દરમાં પેસી જતાં તેણે બહાર રેહેલી તેની પુછડી પર એક ઘા કરયો! તેથી તેટલી પુછડી માત્ર કપાઇ ગઈ. તયારે છલભેદથી સાપને લલચાવી બહાર કહાડી, તેનો જીવ લેઈ પુરૂં વેર લેવું એમ મન

માં વીચારસેને, બીજે દીવસે તે છોકરાના બાપે દુધ, ખાંડ અને મધ લઈ જઈને દરને મહોડે મુકયાં, અને સાપને હાંક મારીને કહેછે, "મીત્ર! અરે મીત્ર! બહાર આવ. જે વાત બની તે બની. હવેથી તેનો ફરી ફરીને મનમાં ખરે ખરો કરવો, એ નીરર્થક છે. તારા દર આગલ દુધ મુકયું છે, તે પી પછી આપણે મીત્રાઈ કરીએ. તે સાંભલીને સાપે માંહેથીજ ઉત્તર દીધો, "બાપા! હવે મીત્રાઇ વીશે તું ફોગટ મેહેનત કરતો નહી. કેમકે જયાં સુધી તને મુએલા છોકરાની યાદ રેહેશે, અને મને ટુટેલી પુછડીનું સ્મરણ રહેશે, ત્યાં સુધી તો આપણા બંનેના મનમાં એકએકનું ભલું આવનાર નથી."

### સાર.

જેણે બીજાને અપકાર કરયોછે, તે પોતાના મનમાં બીહેછે કે, કોઇ દાહાડો પણ સામો માણસ તેનું વેર વાલશે. અને જેના પર અપકાર થયોછે, તે પણ અપકારને કદી વીસરતો નથી. માટે તે બંનેની ફરીને મીત્રાઈ થવી કઠણછે. તેમ છતાં મોટા મનના પુરૂષોને તે યોગય છે, કે શતરૂને પણ ક્ષમા કરવી; પણ શતરૂ સાથે ભાઇચારો બાંધીને તેનો વીસ્વાસ પાછો ધરવો, એ ઘટારત નથી.

---

### વારતા ૧૪૯મી.

## ચકલી અને બીજાં પંખી.

એક ખેડુતને ખેતરમાં ભીંડી વાવતાં જોઇ એક ચકલી તે ધયાનમાં રાખીને બીજાં પંખીઓને કેહેછે, "અરે! તમે

સર્વે અનુકુલ થશે, તો આપણે એ બીયાં ખેતરી કાઢીને એનો નાશ કરીશું. કેમકે, ભીંડીનાં દોરડા થાય છે, અને તે મની પારધીઓ જાલો બનાવે છે, જે આપણા નાશનું કારણ થાય છે." તે ચકલીનું બોલવું કોઇ પક્ષીનાં ધ્યાનમાં ઉતર્યું નહી. પછી તે ભીંડીના અંકુર ફુટયા, તયારે પણ તેણીએ પાછું તેમને કહ્યું, "જુઓ, આપણે સઘલા આ ખેતર ઉપર તુટી પડીએ, તો હજુ પણ ઊપાય છે." તે સાંભલીને સઘલાં પક્ષીઓએ તેની હાંસી કરી. તેઓ એવું કહેવા લાગયાં કે, "આ ઘેલી, ભવીશયયાં અમુક વાત થશે, એવી આગલથી ફીકર શું કરવા કરી મરે છે?" પછી પોતાનું કહેલું વ્યર્થ ગયું, એમ જાણીને તે ચકલીએ વીચાર કરયો કે, "આવા અવીચારીઓની સંગતમાં રેહેવું અત પરયોગય નહી." એમ કહીને તેણીયે તે દીવસથી પંખીયોનો સહવાસ છોડયો અને માણસોમાં વસવા લાગી.

સાર.

આપણે માણસ છીયે, માટે જે કામથી સર્વે માણસ જાતીનું ભલું થાય, તે કરતા રહેવું એ આપણો સ્વભાવીક ધર્મ છે. તેમાં પણ જેઓ આપણા ઓલખીતા સનેહી, કે સંબંધીઓ હોય, તેમનું કલયાણ તો અવશ્યક કરવું જોઇયે. બીજું કંઇ આપણાથી થાય નહી તો સલાહ પણ બતાવવી. એકવાર જો તે ન સાંભલે, તો બે તરણ વાર ફરી ફરીને કહી જોવી, એટલે આપણને જે ઘટાસ્ત તે આપણે કરયું ગણાય. તેવી સલાહ ફરી ફરીને આપયાં છતાં પણ જો તે પ્રમાણે ન ચાલતાં કોઇ દુખી થાય, તો તેનો આપણા ઊપર દોષ નહી. ૫

છો એવા અવીવેકીઓની સંગત કરીને તેમની સાથે આપણો પણ નાશ કરાવવો, તે કરતાં તેમનો સંગ છોડવો યોગ્ય છે. કેમકે, તેઓ ગણકારતા નથી માટે તેમને ઉપદ્રવ કરવો, તે જેમ ઠીક નહી, તેમ તેમની સરમે તેમની સંગતમાં રહીને તેમની સાથે આપણે ડુબવું, તે પણ ઠીક નહી.

---

વારતા ૧૮૭મી.

## એક રણશીંગડાવાલો.

એક રણશીંગડાવાલાને શતરૂઓએ લડાઇમાં પકડયો, અને તેનો જીવ તેઓ લેવા લાગ્યા, તે સમયે તે ઘણા કાલાવાલા કરવા લાગયો. તે બોહલ્યો કે, "મારો જીવ વથા લેશો નહી. મારો કંઈ વાંક નથી. મારા હાથમાં લડાઇમા હથીઆર ન હોતું, તે પરથી જુઓ કે મેં કોઇને મારયો નથી, ને હવે મારવાનો પણ નથી. ફકત એક રણશીંગડા વગર બીજા કશાને હું કોઈ દાહાડો અડકયો પણ નથી; છતાં ભાઇઓ મને શા માટે અમથો મારોછો?" તે સાંભલીને શતરૂઓ તેને ઊતર દેછે, "અરે! માટેજ અમે તને મારવાના. તું જાતે મારતો નથી ખરો, પણ આ તારૂં ભુડું રણશીંગડું ફુંકીને તું લોકોને ઊશકેરેછે, જેથી લોહીના વેહેલામાં માણસો એંચાય છે."

સાર.

જે માણસે કોઇ દહાડો તરવાર હાથે ઊઘાડી નહી હોય, કે બંદુકનો ચાંપ દાબી નહી હોય, અથવા બીજુ કંઇ જીવ લે એવું હથીયાર હાથમાં ઝાલયું નહી

હોય એવા માણસને હાથે પણ બીજાના પ્રાણનો ઘાત થાયછે. શરીરપર જોવામાં નહી આવતી એવી એક જીભમાં જે ઝેર છે, તે ઝેરી બાણ કરતાં પણ વધારે તીવર અને જીવ ઘાતક છે; એની ધાર તરવારની ધારથી પણ અધીક તાતી છે; અને એનું સામર્થ્ય મોટાં લશકરોથી પણ અધીક છે. તે જીભના લગાર હાલવાથી લોકોના પ્રાણ જાયછે, મોટાં મોટાં રાજયોની ઉથલ પાથલ થાયછે, અને લોકોમાં માંહો માંહે વેર એવાં બંધાય છે, કે એક એકના પ્રાણ લીધા વગર છુટતાં નથી. માટે જીભ હલાવીને જે અનરથ ઊતપન કરેછે, તેને સાધારણ પાપો સમજવો નહીં.

---

વારતા ૧૪૮મી.

## સસલો અને કાચબો.

એક દીવસે એક સસલાએ ગરવથી કાચબાનો તીરસકાર કરી કહ્યું કે, "દોડમાં મારી આગલ નીકલી જાય, એવું ચપલ જનાવર આખી દુનીઆમાં નથી, તો પછી અલ્યા ! તારી તે શી ગણત્રી ?" કાચબાએ તેને કહ્યું, "અરે ! તારા મનમાં એમ છે, તો આપણે હોડ બકીએ કે, પેલા ડુંગરની તલેટી પાસે આપણા બેમાંથી વેહેલું કોણ પહોચે છે. આપણી આ શરતનો શાક્ષી આ શીયાળ." સસલાયે તે માનય કરયું! પછી તે બંને જણા સંગાથે નાસરયા. સસલો જાતે ચપલ હોવાથી પેહેલેજ સપાટે કા-

ચબાને ઘણો પાછલ નાંખી દીધો, અને પુંઠ ફેરવીને જોતાં તે જોવામાં પણ આવયો નહી. તેથી સસલાએ વીચાર કરયો કે, "આપણે લગાર થાકયા છીયે માટે થોડી વાર આ પાસેની ઝાડીમાં વીસામો ખાઇએ. કદાપી કાચબો આગલ નીકલી જશે, તોપણ તેને પકડી પાડતાં આપણને શી વાર છે ?" એમ કહીને તે ઝાડીમાં વીસામો ખાવા બેઠો. પાછલથી હવે તે કાચબો હલવે હલવે વીસામો ન ખાતાં, એકી ચાલે ચાલતો હતો, તે સરતને ઠેકાણે જઇ પોહોચયો, અને સસલો પોતાના બલ ઊપર ભરોસો રાખતા પાછલ રહી ગયો.

### સાર.

ચપલ અને તિક્ષણ બુદ્ધીના જે પુરૂશો છે, તેઓ જો કામ ઉપર મંડતા નથી, તો તેમનું કામ સીધ થતું નથી; અને મંદ બુદ્ધીના જેઓ છે, પણ જેઓ મંડીને ઊધયોગ કરે છે, તેમનું કામ સીદ્ધ થાય છે. ઘણું કરીને બુધીમાન પુરૂષ ગર્વિષ્ટ, આલસુ, અને નીશ્ચંત રહેછે. તેઓ એમ સમજે છે કે, "આપણને શું અશકય છે ! આપણે જેવારે મન ઊપર લઇશું તેવારે ચાર દાહાડાનું કામ ચાર ઘડીમાં કરીશું." એવા ભરોસા ઉપરજ રહી વરસનાં વરસ નકામાં કાઢી નાખેછે, અને તેમને હાથે પરીણામે કંઇજ બનતું નથી. પણ જે મંદમતી છે, તે પોતે બુધીમાન નથી એવું જાણીને, ઉધયોગમાં લાગુ રહેછે, તેથી જે કામ તે હાથમાં લેછે, તે ઘણું કરી પાર મુકે છે.

વારતા ૧૪૯ મી.

## વેષધારી વરૂ.

એક વરૂ ઘેટાનું ચામડું ઓઢીને ઘેટાઓના ટોળાંમાં પેઠું અને એવા કપટથી તેણે પુષ્કળ ઘેટાં મારી ખાધાં. પણ એક દહાડો તેનું કપટ ભરવાડના જાણવામાં આવ્યું. પછી તેણે યુક્તીથી તે વરૂને ગળે દોરી બાંધીને તેને ઝાડની ડાલે ટાંગીને ફાંસીએ દીધું, તેવામાં તે વાટે થઇને બીજાં ઘેટાં ચરાવનારા જતા હતા, તેઓમાંથી એકે તેને પુછયું, "રે! તેં આ શું કર્યું? તને ઘેલું તો લાગ્યું નથી?" તે સાંભલીને તેણે વરૂના દીલ ઊપરથી ચામડું ખેંચી કાઢીને તેનો સંશય મટાડયો.

સાર.

કેવલ બહારના દેખાવ કે આચરણો ઊપરથી કોઇના અંદરના ગુણની પરીક્ષા થતી નથી. બહારથી કોઇ ભલો તથા સાલસ દેખાય માટે તે સ્વભાવે પણ તેવોજ હશે એમ ધારવાથી આપણે વખતે છેતરાઇયે. માટે જેઓ ડાહાયા છે, તેઓ પેહલાથી સામા માણસના જન્મ સ્વભાવની બારીકાઇથી પરીક્ષા કરી પછીજ તેનો વીશવાસ કરેછે.

---

વારતા ૧૫૦મી.

## વરૂ અને ઘેટાં.

એક સમયે વરૂ અને ઘેટાંની વચ્ચે મોટી લડાઇ ચાલતી હતી. તે લડાઇમાં કુતરાંની હીમાયતથી ઘેટાં વરૂઓ

થી દબતાં નહી હતાં. વરૂઓએ તે વાત સમજી જઇ આ-ખરે સલાહની વાત કહાડી અને કેટલીક રકજક પછી એક બીજામાં એવા કોલકરાર થયા કે, વરૂઓએ પોતાનાં બચ્ચાં ઘેટાંઓને હવાલે કરવાં અને ઘેટાંઓએ તેને બદલે કુમકે આવેલા કુતરાઓને વરૂઓને સ્વાધીન કરવા. આ કરારના-માની શરતો અમલમાં મુકતાં વરૂઓનાં બચ્ચાં ઘેટાં પાસે આવ્યાં. પણ આવતાં વારને તે બચ્ચાંઓએ પોતાની મા ઓને સારૂ એકજ ચીસ પાડી જે સાંભલીને તરત વરૂઓ' દોડી આવ્યાં, અને ઘેટાંને ધમકાવી કહયું "રે દુષ્ટો ! તમે અમારાં છોકરાંને સજા કરીને આપણ વચ્ચે થયેલી સલાહ તોડી, માટે અમારે તમારે આ ઘડીથી લડાઇ શરૂ થઇ." એમ કહીને તેઓ ઘેટાં ઊપર ટુટી પડયાં, અને તે સમયે કુતરાં પાસે ન હોતા તેથી સહેજમાં ઘેટાં નાશ પામ્યાં.

### સાર.

શતરૂ સાથે સલાહ કરતાં ઘણી સાવચેતી રાખવી. જે વસતુ આપણા ભરોસાની, અને જે વગર આપણે નીરબલ થઇ પડીએ, તે વસતુ ગમે તે કારણ માટે પણ શતરૂના હાથમાં આપણે આપવી નહી. આપીએ તો પછી શતરૂને વઢવાનાં બહાનાં ઘણાં મલશે.

---

### વારતા ૧૫૨ મી.

## કાંટા ખાનારૂં ઊંટ.

કાપણીના દાહાડામાં કોઇ એક ખેડુત માણસો લઇને કાપણી કરવા ખેતરે જતો હતો. મજુરો પર લીધેલા તે

માણસોને સારૂં ભાત ભાતનાં અન્ન ઊંટની પીઠ ઊપરે લાદીને તેને ખેતર ભણી કોઇ ચાકર લઈ જતો હતો. રસ્તે એક બાવચીઓ જોઇને ઊંટ તેના કુમલા, લીલા કાંટા ખાવાને ઊભું રહ્યું. તેનો સ્વાદ ચાખીને તે પોતાના મનમાં કહે છે; અરે! હું ઉંચકો જાઊં છું એવા અન્ન જોઇને માણસોના મુખમાં પાણી છુટે તો ભલે છુટે, પણ આ બાવલીઆના કાંટામાં જે લેહેજત છે, તેવી કોઇ મોટા શ્રીમંતના પકવાનમાં પણ નહી હોય.

સાર.

સારૂં માઠું, કે સુખ દુઃખ, તે ફલાણુંજ એમ ખાતરીથી કહી શકાતું નથી. જેને જે જેવું જણાયું કે લાગ્યું, તે તેવું ખરૂં. માટે આપણને જે સારૂ લાગે તે સહુને પણ સારૂં લાગશે, કે આપણને જે ખોટું લાગયું, તે બધાને પણ તેવું લાગશે, એવું માનનાર કે સમજનાર વારતામાંના ઉંટ જેવો જાણવો.

---

વારતા ૧૫૨મી.

## ખાલી ઘોડો અને લાધેલો એક ગધેડો.

એક ખાલી ઘોડો અને એક ભારે નમેલો ગધેડો બંને એક રસતે ચાલતા હતા પાછલ તેમનો ધણી પણ તેમને હાંકતો જતો હતો. ગધેડાને બોજો ચાલતાં ચાલતાં ઘણો ભારે લાગયો, અને અંતે જયારે તેને ઘુંટણીયાં ટેકવવાનો વખત આવ્યો, તયારે તેણે ઘોડાની ઘણી વીનતી કરી કે, "દાદા! મારી પોઠ ઉપરનો થોડો ભાર લઇને મને

સહાય થા. જો મને પ્રાણ સંકટ આવવું છે." પણ ઘોડો જે નીરદય હતો, તેણે તેનું સાંભલ્યું નહી. આગલ ચાલતાં તે ગધેડો અર્ધે રસતેજ ઠોકર ખાઇને નીચે પડયો અને તેનાથી ઊઠાયું નહી, તે સમયે તેના ધણીએ તેનો તંગ ઢીલો કરયો; અને તેને કલ વલે માટે બીજા પણ ઘણા, ઉપાય કરયા. તેમ છતાં બીચારો મરત્યુ પામેલો તે કેમ ઉઠે? પછી તેના ધણીએ તેના ઉપરનો ભાર તથા તેનું ચામડું ઊતારી લીધાં, અને તે સઘલું ઘોડાની પીઠ ઉપર લાદયું. એ પ્રમાણે તે ઘોડાએ થોડો ઊપકાર ન કરયો માટે પોતાને ઘણું વઇતરું એંચવું પડયું.

### સાર.

આપણે એક બીજાના જો ઉપયોગમાં ન આવયે, તો તેથી બંનેને પરીણામે નુકસાન છે. ઊંડો વીચાર કરતાં માંહો માંહે એક એકને સહાય કરવાથીજ સરષ્ટીનો વેહવાર ચાલે છે. માટે જે માણસો અન્યો અન્ય સહાય અપતા નથીં ત્યાં સઘલાંનો સવારથ પાર પડતો નથી.

---

## વારતા ૧૫૩ મી

## મધમાખીઓ, માખીઓ, અને ભમરીઓ.

કેટલી માખીઓ મધમાખીઓના પુડા પાસે આવીને એવું કેહેવા લાગી કે, "આ મધ અમારૂં છે." પછી તે બંને જાતની માખીઓ વચે મોટી તકરાર ઊઠી, અને તે વાધો પતાવવાને તે બંને ભમરી પાસે નયાય કરાવવાને ગઇયો. ભમરીએ તેમને કહયું, "જો તમે નયાય સભાની રીત પ્રમાણે ફરી

યાદ માંડશો તો તમને અચરજ ઘણો થશે, અને ચુકાદો પણ ઉતાવલથી મલશે નહી. અને તમે બંને મારાં મોતરો હોવાથી હું તમારૂં કલ્યાણ ઇચ્છું છું, અને તેથી એવી સલાહ આપુ છું કે, તમે બને મલીને મને પંચાતનામું લખી આપો, એટલે હું તમારો મુકદમો મનમાં ધારીને જે ઇનસાફ હશે, તેજ કરીશ." તે વાતથી બંને જણીઓ રાજી થઇ. પછી તે ભમરીયે તેમનો કજીઓ સાંભલીને એવો નીવેડો કહી સંભલાવયો કે, " સાંભલો છો? તમે બંને જણીયો શરીરમાં એક સરખી દેખાઓ છો, તેથી ખરા ખોટાનો ચુકાદો કરવો મને જરા કઠણ લાગે છે. માટે મધમાખીઓ તમે એમ કરો કે, એક ખાલી પુડો લો; અને માખીયો, તમે પણ તેવોજ એક લો; અને તેમાં મધ તઇયાર કરયા પછી બંને જણાં મારી પાસે તે લાવો, એટલે હું તમારા મધનો સ્વાદ, રંગ, જોઇને આ પુડાઓમાનું મધ કોનું છે તે કહીશ" મધ માખીઓએ તે વાત તરતજ કબુલ રાખી, પણ માખીઓથી હા પડાઇ નહી. તે જોઇને ભમરીએ માખીઓને કહ્યું કે "તમે જુઠી છો, અને મધમાખીયો સાચી છે."

### સાર.

જે જુઠા છે, તેઓ પોતાની દગલબાજી જેથી ઊઘાડી પડે, તે વાતની વચે આડા વાંધા ઘણા લઇને, તથા નકામો કજીઓ લંબાવીને, ભલા માણસને એવી રીતે ફોકટમાં હેરાન કરે છે. તેવા જુઠાઓના મનમાં એમ હોય છે કે, નયાયાધીસની નજર ચુકવીને વખતે પોતાનું કામ થાય તો કરી લેવું. પણ જેનો પક્ષ ખરો છે, તે તો કશી વાતનો વાંધો વચમાં લાવતા નથી.

## વારતા ૧૫૪મી.

# કુવામાં પડેલું શીયાળ.

એક દહાડે એક શીયાળ કુવા ઉપર પાણી પીવાને ગયું અને અચાનક તેમા ગબડી પડયું. એટલામાં વરૂ આવ્યું. તેને તેણે વિનવીને કહયું "બાપા! હું ડુબું છું, મને કાઢ. એકાદું દોરડું અથવા બીજી કંઇ તેવી વસ્તુ લાવીને માંહે નાંખ, કે જેને વળગી હું ઉપર આવું." તે શીયાળની એવી જીવઘાતક દશા જોઇને વરૂને ઘણી દયા આવી, અને તે તેને કહે છે, "અરે બાપડા! હું તારે સારૂં બહુ દીલગીર છું. અરેરે! તારા ઉપર એ સંકટ કેમ આવી પડયું હાય હાય! મહા ખોટી વાત થઇ." તેને વિલાપ કરતાં જોઇ શીયાળ જવાબ દેછે, "અરે! જેવું બોલે છે તેવું તારા અંતઃકરણમાં જો હોય, તો હવે મારે સારૂં અમથો બોલીને ખેદ દેખાડીશ નહી. મને બહાર કાઢવાનો ઉપાય જલદી કર. અરે, જે ગોતાં ખાય છે, અને દરેક જતી પલે ડુબી મરશે, તેની બીજાને અમથી દયા આવી, તે તેને શા કામની?"

### સાર.

એકલી દયા આવ્યાથી શું ફલ? જો તેનાથી બીજાનું દુઃખ લગારે ઓછું થતું નથી, તો તે દયા નીરૂપયોગી છે. જેઓ બીજાનું દુઃખ જોઇને અમથાજ ખેદ ધરાવનારાઓ ઊલટા દુખીયારાના મનમાં તેનું દુઃખ બમણું કરે છે. માટે જે આપણા સંકટની વેલાયે કામ લાગે છે, અને જે હાય હાય કરીને અમથોજ રોદડા રડ

તો નથી, તેનેજ આપણું દુઃખ ખરૂં લાગે છે. અને તે-વોજ માણસ આપણો સાચો મીત્ર, અને હિત કરતા છે, એમ જાણવું.

---

વારતા ૧૫૫ મી.

## શીયાળ અને વરૂ.

એક વરૂ પહાડની વચે આવેલી પોતાની બખોલમાં ખોરાકની બધી સામગ્રી ભરીને નીરાતે રહેતું હતું. તે વાત અણસારે એક શીયાલના જાણવામાં આવી, અને તેથી નજરે જોઇ ખાતરી કરવાને તે વરૂને મલવાને બહાને બખોલ પાસે ગયું. પણ વરૂએ તેને અંદરથી કહ્યું, બાપા! આ વખત તોક્ષમા કરીને પાછું જા, કારણ મારા શરીરે ઠીક નથી." શીયાલ પકું તેથી આ જવાબથી ખાતરી થઇ કે, અંદર સરસામન ભરપુર છે. પછી સીધું તે એક ઘેટાં ચરાવનાર પાસે ગયું અને કહેછે "તારાં ઘેટાંને ચોરીને રોજ મારી ખાનાર ચોરનો પતો મેં મેલવયો છે. માટે કહેછે એક ખુંદું માત્ર લઇને ચાલ, અને વરૂ ગુફામાં સુતું છે તેના કપાલમાં તે મારજે એટલે તેનો ઉપદ્રવ તેજ ઘડીથી મટશે." પછી તેમ કરીને ભરવાડે તે વરૂનો જીવ લીધો. પછી પેલું લુચું શીયાલ તે ગુફામાં રહીને વરૂનું સંચેલું પોતે નીરાંતે ભોગવવા લાગયું. પણ એવા સુખ, ચેહેનમાં ઘણા દીવસ ગયા નહી તે પેહેલાં તેજ ભરવાડ એક દીવસે રસ્તે થઇને જતો હતો, તેણે શીયાલને બખોલમાં લપાયલું જોઇને તેનો પણ ડંગોરાથી જીવ લીધો.

સાર.

અનયાયથી જે માણસ બીજાનો નાશ કરીને વૈભવ મેલવે છે, તે ઘણા દીવસ તે ભોગવવા પામતો નથી.

---

વારતા ૧૫૬ મી.

## દેડકો અને ઊંદર.

એક વખત એક ઊંદરની અને એક દેડકાની એક નદીના કરાડા પાસે ઘણી વાર સુધી લડાઈ ચાલી. ઊંદર ધુર્ત તેથી ઘાસને ઓથે રહીને દેડકા ઊપર ફાળ મારી નખ તથા ચાચો મારી જતો, અને દેડકો છલંગો મારવામાં હુશીઆર, તેથી યુકતોથી ઊંદર સાથે ટક્કર લેતો. અંતે દેડકાએ લલકારીને સુરમાં કહયું, "મરદ ! સામો આવીને હાથ મેલવ. આમ બાયડીની પેઠે સંતાઇને શું લડે છે ?" પછી તેઓ એક એકનો તદન પરાજય કરવાને હાથોમા બરૂની સોટીઓ લઇને સંગ્રામ રચી ઊભા રહયા, અને એકબીજાનો જીવ લેવાની તજવીજમાં છે, એટલામાં તો એક સમડી ઝડપથી તે બંને બહાદુર લડવઇયાઓને પંજામાં ઊંચકીને ઊડી ગઈ.

સાર.

માણસ માંહોમાંહે દ્વેષ કરવા લાગે છે, એટલે તેઓ એક એકના છિદ્રો શોધી કાઢે છે, પણ દ્વેષની જુમમાં સમજતા કે જોતા નથી કે, ત્રીજો કોઈ તેજ વખત અટકલ બાંધીને તેમનો નાશ કરવામાં તપી રહયો હોય છે. ઘણે ઠેકાણે તો એવું જોવામાં આવેછે કે, જે વસતુને

માટે માણસો લડે છે, તેમાં કંઈ જીવ હોતો નથી. તેમ છતાં ફલાણાએ ફલાણાને હરાવ્યો, એટલાજ અભીમાન ને સારૂં તેમનું મારવું મરવું; થાય છે, અને અંતે તે બધા ઊત્પાતનું ફલ એ થાયછે કે, તેમાં બંનેનો જીવ જાય છે, કે તેઓ પરાધીન બની ઘણાં દુખ ભોગવે છે.

---

વારતા ૧૫૭ મી.

## નોળિયો અને માણસ.

કોઇએક માણસ એક નોલીયાને પકડીને તેનો જીવ લેતો હતો, તે સમયે તે નોલીયાએ દીનતાથી તેની પ્રારથના કરી, કે, "ભલા માણસ ! મારો જીવ ફોકટ નીરાયપણે લઇશમાં, હું તારા ખપનો છું. મારે લીધે તારા ઘરમાં ઊંદરો રંજાડ કરવા પામતા નથી." તે માણસ બોલ્યો, "ખરી વાત, તું જો તે કામ મારી મમતાને માટેજ કરત, તો હું આ સમયે તને જીવતદાન આપીને, તારો મોટો પાડ માનત. પણ ઊંદરો ખાવા પીવાની વસતુઓ જેમ રેહેવા દેતા નથી, તેમ તું પણ ઘરમાં મને થોડું નુકશાન કરતો નથી. માટે મારાજપર ગુણ કરયાનો તે પાડ તું બીજા કોઇને ચઢાવ, મને ચઢાવોશ નહી." એમ કહીને તેણે તેનો જીવ લીધો.

સાર.

આપણે આપણા સ્વારથને સારૂં જે કરયું અને તેથી જો બીજાને કંઇ ફાયદો થયો તો આપણે તેથી તેના ઊપર ઉપકાર કરયો, એમ કહેવાય નહી.

વારતા ૧૫૮મી.

## રસોઇયો અને ચેષ્ટાખોર.

એક ધનવાન બહારગામથી દહાડો ફાટતાં ઘેર આવયો, અને તેણે જલદીથી રસોઇ તઇયાર કરવાની રસોઇયાઓને આગ્ના આપી. પણ તે સમયે ઘરમાં વસ્તેવ ન હોવાથી, તે રસોઇઓ પાડોસીના ઘરમાંથી કાકડી સલગાવી લઇને ઘણી ઝડપથી પાછો ઘેર આવતો હતો. એવામાં તેને રસ્તામાં એક મસ્કરાએ હાથ પકડીને ઊભો રાખયો અને પુછયું, "અરે આ વખત તો તારે દીવાનું શું કામ છે વારૂ? એ તું કોને સારૂં, કયાં લઇ જાય છે? તે મને કહે." રસોઇઓ તેને જવાબ દે છે, "અરે! હું આ દીવાના અજવાલા વડે એકાદ શાણા માણસને શોધું છું, પણ તે મને હુજી જડતો નથી." તે સાંભલીને તે ટીખલી કરનારો લજવાયો, અને ચાલતો થયો.

સાર.

જેનું ચિત ઉદયોગમાં અથવા વીચારમાં છે તેને ગમે તેમ બોલીને ખીજવવો એ બેવકુફનું લક્ષણ છે. એવા માણસને જેઓ સમજુ છે, તેઓ માણસમાં ગણતા નથી.

વારતા ૧૫૯મી.

## દારૂડીયો ધણી.

એક બાયડીનો ધણી બહુ છાકટો હતો. તેનું તે વ્યસન છોડાવવા માટે તેણીએ પુષ્કલ ઊપાય કરી જોયા, પ-

ણ તે સઘલા ફોગટ ગયા. આખરે સહુથી છેલી તેણીએ એક એવી યુકતી કરી કે, તેણીનો ધણી રીવાજ મુજબ દારૂ પીને ગલીમાં બેભાન પડયો હતો, તેને તહીથી લઇ જઇને તેણીએ મશાણમા આવેલી એક દેહેરામાં જાણે મુવો હોય, તેમ સુવાડયો, અને પછી પોતે ઘેર આવી. કેટલીક વાર પછીશુદ્ધીમાં આવતાં તેને પશ્ચાતાપ થયો હશે, એવું સમજીને તે દુખીઆરી બાયડી ફરીને ધણીની ખબર જોવા મશાણમાં ગઇ, અને દેહેરાંનું બારણું ઠોકવા લાગી. આવાજ થતો સાંભલી તે દારૂડીઓ અંદરથી બોલ્યો "કોણછે રે ?" તે બોલી, "હું આ મશાણમાં રહીને મુએલાઓની સેવા કરૂં છું. તારા સારૂં ખાવાનું લઇને આવી છું, માટે બારણું ઉઘાડ." દારૂડીઆએ ઘણા હરખથી જવાબ આપ્યો "હે હે ! તો મારી પ્યારી હમણાં તુ જમવાની વાત એક કોરે મેલીને મને એકાદ બે પ્યાલાં મદીરા પીવાને જો લાવી આપીશ, તો હું તારો બહું પાડ માનીશ." તે સાંભલીને તે બાયડીએ માથું કુટયું અને બોલી, "અરેરે ! આ શી માથાકુટ ! હું કેવી ભાગયહીન ? એની બુરી લત મટાડવાને સારૂં આ એકજ ઉપાય બાકી રહયો હતો, તે પણ વ્યર્થ ગયો, અને હવે મારી ખાતરી થઇ કે, એનું આ વ્યસન મુઆ સીવાય કદી ટલવાનું નથી."

**સાર.**

**ગલે પડેલી એકાદ કુટેવ સભાવજન્ય ગુણના જેવી ઘણો વખત જતાં એવી અચલ થાય છે, કે તે ઘણું કરી છોડવા માગતાં પણ છુટતી નથી; અને મોત સીવાય બીજા ઊપાયો તેને અલગી કરી શકતા નથી.**

વારતા ૧૬૦ મી.

## એક હબસી.

ગોરા લોકોના દેશમાં એક સમય ગુલામ તરીકે એક હબસી આવી ચઢયો. તેને જોઈને કેટલાક ગોરા લોકોના મનમાં એવી શંકા આવી કે, તે ગુલામ જેની પાસે હશે તેની બેપરવાઈને લીધે એના અંગ ઉપર મેલ ચઢેલો લાગે છે, માટે તે ધોતાં માણસ ગોરો થશે ખરો. પછી તેઓએ તેને એક મોટી કથરોટમાં બેસાડયો, અને પુષ્કલ ખરચ કરીને સાબુ, ઊસ, જાડા રૂમાલો, અને મજુરો બોલાવ્યા. એક માણસ તેને શરીરે ખાર, તથા સાબુ ચોપડવા લાગયો, તો બીજાએ તેના માથા ઉપર પાણીની જાડી ધાર કરવા માંડી, અને એક બે બીજા માણસો ખરેરાથી તેનું શરીર ઘસવા લાગયા. એમ સવારથી સાંજ સુધી તેમણે વારા ફરતી જે મેહનત કરી, તે મીથયા ગઈ, અને તે કાલો માણસ ટાઢે ઠુંઠવાઈને મરી ગયો.

સાર.

**જે પદારથમાં કંઈક પણ ફેરફાર થાય એવું ન છતાં તેનું રૂપાંતર કરવાને માથાકુટ કરવી, તે ચોખાને માટે કુસકા ખાંડીને હાથે ફોલ્લા પાડવા સરખું છે.**

વારતા ૧૬૧મી.

## બે વટેમારગુ.

બે વટેમારગુ સંગાથે પરગામ જતા હતા. તેઓમાંથી એકને વાટમાં પડેલો રૂપીયાનો એક વાટવો જડયો. વાટવો

હાથમાં લઇને તે બીજાને કહે છે, અરે ! આજે મને રૂપીયાનો વાટવો જડયો !" બીજો તેને જવાબ દે છે. "અરે મને જડયો, એમ કેમ કહે છે ? આપણને જડયો, એમ કહે. આપણે બંને સોબતી, માટે લાભ અથવા હાની જે કંઇ થાય તે બંનેને બરાબર થવી જોઇયે." તે સાંભલીને વાટવાવાલો કહે છે, "ઠીકજ તો મને જડેલી વસ્તુમાં તારૂં શું લાગે ?" બીજાએ કંઇ પણ જવાબ આપ્યો નહી. પછી તેઓ બંને ગાઊએક ગયા નહી તેટલામાં તો વાટવાના ધણીએ બોલ કાઢીને સરકારના સીપાઇઓ લઇને પછવાડે દોડીને તેમને પકડી કાઢયા. સીપાઇઓ જોઇને જેને વાટવો જડયો હતો, તે પોતાના સોબતીને કહે છે, "અરે, યાર ! આપણે મુરખાઈ કરી." તેનો સોબતી વચમાં બોલી ઊઠયો, "હવે આપણે મુરખાઈ કરી, એમ કેમ કહે છે ? મેં મુરખાઇ કરી, એમ કહે. જો તું મનેતારા સુખનો ભાગ આપત, તો હું પણ તારા દુ:ખનો ભાગીયો થાત."

સાર.

જે માણસનો એવી ઇચ્છા હોય, કે તેના સંકટ સમયે બીજાઓ તેના કામમાં આવે, તેણે આગલથી મોતરો કરી રાખવા. મીત્ર કરવાની રીતી એવી છે કે, પેહેલાં આપણે તેમને કામ આવવું. તેમની સાથે મન મોકલું રાખીને ચાલવું, અને કદાપી તેમને લગાર પણ દગો દેવો નહી. એવી ભલી તથા સાલસાઇ ભરેલી વરતણુક તેમની સાથે રાખતાંજ, તેઓ ખરાબ વખતમાં આપણને ન છોડી જતાં કામમાં આવે છે.

વારતા ૧૬૨ મી.

## ઢીમર.

એક ઢીમરે નદીના એક કરાડાથી તે બીજા કરાડા સુધી જાલ બાંધી, અને પછી હાથમાં એક દંડુકો લઇને તે એવી મતલબથી પાણી ઊપર જોરથી પછાડી પાણીને ઊછાલવા માંડયું, કે માછલાં ગભરાઇને ચારે કોરેથી જાલમાં ફસાઈ પડે. તે સમયે તે નદીમાં પાણી ભરવા આવેલો એક માણસ ઢીમરનું તે આચર જોઇને તેને પુછે છે, "રે ભલા માણસ! આ તું શું કરેછે? તું પોતાના મનમાં શું જાણેછે વારૂં? તું ઊછલી ઊછલીને ઝાપટો મારી આ પાણી ડાહોલું કરેંછે, તેવું પાણી અમે કેમ ભરીએ? બોલતો કેમ નથી રે?" ઢીમર તે સાંભલી તેને ધીરેથી જવાબ દે છે, "અરે! તમે પાણી કેમ તથા કેવું ભરશો, એ વીચાર કરયા વગર મારૂં કંઈ અટકયું નથી. સાચું પુછે તો જે હું કરૂં છું, તે કરયા વગર મારાથી રેહેવાતું નથી.

### સાર.

કેટલાક પુરૂષ એવા હોય છે કે, તેમનાથી લોકોને ગમે તેટલું નુકશાન થાય, તોપણ તેનો તેઓ વીચાર કરતા નથી- એકાદું થોડું સરખું તેમનું કામ થયું, એટલે બસ. એક ઘર લુટવાને માટે ઘરોની આખી ઓળ સલગાવતાં જે ચોર છે, તે આઘું પાછું જોતો નથી. કંકાશ કરાવનાર છે, તેઓ એવો વીચાર કરતા નથી, કે આપણા સાચા જુઠાથી કેટલાકોની મીત્રાઇ તુટશે અને કેટલાક કુટંબોમાં વીરોધ ઉતપન્ન થશે. રાજકારોબારમાં કેટલાક

એવા ખટપટીઆ હોય છે, કે જેઓ પ્રજાના કલયાણની કોઇ વાતમાં ઘણા માણસોનું એક ચીત થવાજ નહી દે. તેઓ એવી નેમથી કુટ પાડતા રહે છે, કે જેથી લડાઇયો ઉઠે અને લોહીનાં પુર વેહે તેવા બારીક સમયમાં નીરાંતે પોતાની બધી ધારણાઓ એક પછી એક પારપાડી શકાય. પણ રાંડીરાંડોનાં આસું, નાના બાલકોનો રડારોલ, દુખી થતા લોકોની હાયેવલાય, એ બધું તેવા પુરૂષોનાં અંતઃકરણને પીગલાવી શકતાં નથી. તેઓ વારતામાંના ઢીમરના જેવા કઠણ મનના થઇને પોતાનો સ્વાર્થ સાંધે છે, અને પુછીયે ત્યારે કહે છે કે, એમ કરયા વગર તેમનાથી રેહેવાતું નથી. કેવાં એ ક્રુર. કરમો ! અને કેટલો નીચ તેમનો સ્વાર્થ ! માટે જેના અંતઃકરણમાં નીતીનો લેશ છે અને જેઓ લોકોનું હિત ઇછેછે, તેઓએ, એવા અધરમીઓને શકતિ ચાલે ત્યાં સુધી હણી નાંખવા.

વારતા ૧૬૩ મી.

## ચોર અને કુકડો.

એક ઘરમાં રાતે ચોર પેઠા. તેમાંથી તેમને ચોરી જવા જેવું કંઈ હાથ ચડયું નહી. તેમ છતાં એક કુકડો માત્ર જડયો. તેને પીછોડીમાં દાબીને જયારે મારી નાખવા માડયો, ત્યારે તે કુકડાએ તેમની ઘણી વીનંતી કરી કહ્યું કે, " જુવો હું લોકોને કેવો કામનો છું. હું પરોઢીયે બોલીને સરવને પોત પોતાને કામે વલગાડું છું માટે તમે મને

મારશો નહિ." ચોર બોલ્યા, અરે લુચ્ચા! તેટલાં માટેજ અમે તારૂં માથું કાપીશું, કે તું આરડીને લોકોને સાવધ કરેછે, જેથી નીચા જીવે અમને ચોરી કરવી ફાવતી નથી.

સાર.

જે ગુણ ઉપરથી ભલા લોકો કોઇને સારો કહેછે, તેજ તેનો ગુણ દુષ્ટ લોકોને દુરગુણ રૂપ દેખાય છે.

વારતા ૧૬૪મી.

## શીયાલ અને ગધેડો.

કોઇએક ગધેડાને સિંહનું ચામડું જડયું, જે ઓઢીને તે દમથી જંગલમાં ફરવા લાગ્યો. તેને સિંહ સમજી સરવ પશુ પક્ષીઓ બીહીને જીવ લેઈ નાસી જતાં. એવી રીતે તેણે ઘણા દહાડા સુધી ઢોંગ તથા દમામથી બીચારાં વનચરોને છેતરયાં. એક દહાડો તેનો અને શીયાલનો રખડતાં મેલાપ થયો. તે વખતે શીયાલને બીવડાવવા માટે ગધેડાએ તેના અંગ ઉપર ધસીને આવવા માંડયું, અને વલી તે ઊપરાંત, સિંહના સરખો સાદ પણ કાઢવા લાગ્યો. પણ તે આવડયો નહી. તે સમયે શીયાલ તેને કહેછે, "મામાજી! હવે બસ કરો. જો તમે તેટલી તમારી જીભડી બંધ રાખત, તો હું પણ તમને કદી સિંહ કરીને જાણત; પણ તમારા ભુંકવા ઉપરથી મેં તમને સારી પેઠે ઓલખી લીધાછે."

સાર.

ઝાડની પરીક્ષા જેમ ફલ ઊપરથી, તેમ માણસની તેની વાણી ઉપરથી કરવી. જે માણસની પરીક્ષા કરવાની

હોય, તેને બોલાવી માત્ર જોવો, એટલે તે પોતાની યો-ગયતા પોતાનેજ મુખે જેવી વદેછે, તેવી બીજાથી જણા-વી શકાતી નથી. માટે જે પુરૂષના મનમાં પોતાનું મુર્ખા-પણું લોકોથી ગુપત રાખવાનો વીચાર હોય, તેણે મુની-વરત લેવું. ન બોલવામાં કેટલું હીત છે ! પણ તેવી સેહેલી યુકિત છતાં મુર્ખથી બોલયા વગર રેહેવાતું નથી. જેમ અડધો ઘડો વધારે છલકાયછે, તેમ જેની સમજ શ-કતી ઓછી તે સમજુ કરતાં વીશેષ લવારો કરેછે. એમ કરતાં લુગડાં, ઘરેણાં, આકરૂતી ઉપરથી પેહેલાં જે તેની મહોટાઇનો ભાસ પડેલો હોયછે, તે તરત દુર થઇ તેનું ખરૂં સ્વરૂપ સ્પષ્ટ જણાયછે.

---

## વારતા ૧૬૫મી.

## બીલાડો અને તેના નોતરેલા મીજબાનો.

એક ગ્રહસ્થે એક મોટા માણસને જમવાને બોલાવ્યો હતો. તે માટે જયાફતની ધામધુમ ચાલતી હતી. તે ઘરના બીલાડાયે રસોઇની સામગ્રી જોઇ મનમાં વીચાર કરયો કે, "હું ઘણા દહાડા થયા મારા મીત્રોને જમવા તેડવાનો ઇરાદો કરૂછું, તે આ તક મલવાથી પાર પડશે." પછી તેણે પણ પોતાના ઇષ્ટ મીત્રોને નોતરાં કીધાં, અને તેમની સગવડ ક-રી રાખવા આગલથી પોતે રસોડામાં ગયો. ત્યાં ભાત ભાતના પદાર્થો રંધાતાં હતાં, તે જોઇને તે મનમાં કહેછે, આવું અન્ન મને મલવું દુર્લભ, પણ મારા મીત્રોનાભાગ્ય વડેજ આજ પ્રાપ્ત થયુંછે, માટે હવે હું એવું ખાઇશ કે, આઠ દહાડા

સુધી તે પેટમાં ચાલે." એવો મનોરથ કરીને પુંછડી હલાવે છે. અને લાલ ધુંટેછે, એવામાં એક રસોઇઆએ તેને દીઠો, અને હલવેથી તે પછવાડેથી આવીને, તેની બે પાછલી ટંગડીયો પકડીને, તેને બારીએથી જમીનપર પધરાવી દીધો! ત્યાં નીચે પથરા હતા તે ઉપર અફલાયાથી તે બીલાડાનું સઘલું અંગ લોચો થયું, અને આરડતો આરડતો જેમ તેમ કરી એક ગલીમાંથી નાસવા લાગ્યો. તે જોઇને બીજાં બીલાડાં તેની પાસે આવ્યાં. તેમણે પુછયું, "અહો, અમને ઊજાણીમાં જમવા તેડયા હતા, તેના શા સમાચાર છે ?" તે બોલ્યો, " તે સમાચાર શું વરણવું ? એવી આફત મારા જનમારામાં કદી થઇજ નથી ! પણ થયું શું કે, લગાર કશુંબો વિશેષ પીવાયો, તેનો અમલ ચઢયો અને ઘરમાંથી હું બહાર કેમ નીકલી આવ્યો, તેની મને સુધબુધ રહી નહી."

સાર.

**મુખય ઘર ધણીની ઓલખાણ વગર, અને તેણે બોલાવ્યા વગર, અમથા બીજાના ભરોસા ઊપર કહી જવું, તે વારતામાંના બોલાડાની પેઠે ખેદનું કારણ થાય. પછી તેવી જગાએ થયલી અપ્રતિષ્ઠા યુકિતથી ઢાંકવી પડેછે.**

---

**વારતા ૧૬૬ મી.**

## ગોવાલીઓ અને જુપીટર.

એક ગોવાલીયાની જંગલમાં ખોવાયલી વાછરડી માટે તેણે ઘણી ખોલ કરી, પણ તે જ્યારે જડી નહી, ત્યારે તેણે જુપીતરની માનતા માની કે, "હે દેવ,! જો વાછરડી

નો ચોર તું મારી નજરે પાડીશ, તો હું તને એક બકરૂં ચઢાવીશ." એવી માનતા માનીને પાછો જંગલમાં શોધવા ગયો, અને એક ઝાડીમાં નજર નાખતાં એક વાઘ તેની વાછરડીને મારીને ખાતો હતો, એવું તેણે દીઠું. તે જોઈ ગોવાલીયાના ગાલા નરમ થયા; અને થરથર કાંપવા લાગ્યો. પછી ફરીને તેણે જુપીતરની પ્રાર્થના કરી કે, હે દેવાધીદેવ! ચોર નજરે પડવા સારૂં મેં તને બકરૂં માન્યું હતું, તે તારૂં સહી થયું; પણ હવે મને આ વાઘના મુખમાંથી છોડાવીશ, તો હું તને એક વાછરડો ચઢાવીશ."

સાર.

જેઓ અજ્ઞાનીછે, તેઓ એવું સમજે છે કે, લાલચ આપવાથી, કે લાંચ લેઇને ઇશ્વર આપણું ધારેલું કામ કરશે. સમજુ માણસો, દેવ દેવીઓની એવી માનતા રાખતાજ નથી. જે પ્રભુએ આપણને ઊત્પન્ન કરયા, તેનો ભરૂસો રાખીને, તેણે જે ભોગવવા નેમેલું છે તે છાનામાના ભોગવીને તેઓ સ્વસ્થ રહેછે. અને સંકટની વેલાએ પણ દેવની પ્રારથના તેઓ એવી કરેછે કે, "હે પ્રભુ! મારૂં કલયાણ, સરવ તું જાણે છે. હું તારો છું, માટે તને જે સારૂં ગમે, તે કર.

---

વારતા ૧૬૭ મી.

## બે કુકડાઓ.

એક સમય બે કુકડાઓ એક ઊકરડાની માલિકી સારૂં વઢતા હતા. તેમનામાંથી જે એક હારયો, તે નાસીને વાણીના

ઢગલા નીચે દબાઇને બેઠો, અને પાંખો ફફડાવીને મોટે સ્વરે, "મારી ફતેહ થઇરે, મારી ફતેહ થઇ!" એમ આરડવા લાગ્યો. એટલામાં પાસે આવેલા એક ઝાડ ઉપર એક ગરૂડ પક્ષી ભુખ્યો તકાવતો બેઠો હતો, તે ધીમેથી નીચે ઝડપ મારીને પેલા કુકડાને ઉંચકી લઇ ગયો.

સાર.

જીત અથવા હાર થાય ત્યારે હરખ કે ખેદ કરવો એ મુરખાઇ છે. સંપતીમાં ઉન્મત્ત થઇને ગરવથી કુલાવું અથવા વીપતીમાં ધીરજ મુકીને છેક હીન થવું તે પણ અઘટીત છે. બંને અવસ્થામાં જે ચીતની સમતા રાખેછે, તેનેજ મોટો કેહવો; અને તેજ જ્ઞાની, કે સુખ દુઃખ, જય પરાજય, એકની પાછળ એક માણસની પછવાડે લાગેલાંજ છે, એમ માને છે.

---

વારતા ૧૬૮ મી.

## બે ધુતારાઓ અને કાછીઓ.

એક કાછીયાની દુકાને બે ધુતારા ગયા અને તેઓમાંથી એક જણે કાછીઆની નજર ચુકાવીને પાસે પડેલા કોહલાની એક ફાડ ચોરીને તેના સોબતીને આપી અને તેણે તે પોતાના ગજવામાં સંતાડી. કાછીઓ જોવા લાગયો તો કોહોલાનો કકડો ન મલે. ત્યારે તેમને કહે છે, "અરે તમે મારા કોહોલાનો કટકો ચોરયો, તે જલદી કાઢો, નહી તો તમારી શોભા રેહેશે નહી," ત્યારે જેણે ચોરી કરી હતી, તે કહેછે, "અરે ભાઇ હું સમ ખાઉં, કે તારા કોહલાનો

કડકો મારી પાસે નથી. જેણે તે સંતાડયો હતો, તે પછી બો-લયો, અરે બાપા! જો મેં તારા કોહોલાનો કડકો ચોરયો હોય, તો બધા ગામનું પાપ મારે માથે." તે સાંભલીને કાઝીયો તેમને કહેછે, "અરે! હું તમારા બોલવાનો ભેદ સમજયો. માટે તમે બેમાંથી એકજણ ચોર છો, અને તમે બંને ધુતારા છો, એમાં કંઇ સંદેહ નથી."

સાર.

સારા માણસનું સાદુ વચન, તે જુઠાઓના લા-ખો સમ કરતાં વધારે પ્રમાણ છે. કેમકે જેઓ જુ-ઠું બોલીને છેતરવા ઇચ્છે છે, તેઓ સમ ખાતાં આધું પાછું જોતા નથી. માટે ચોર, ઠગારા, જુઠા, એ સઘ-લા એક માલના મણકા. એમના સમનો વીશ્વાસ રા-ખવો નહી. કેટલાક જુઠા એવા હોય છે, કે તેઓ જુઠું બોલેછે, પણ પોતાને જુઠામાં ગણતા નથી. તે-ઓ સમ તોડવામાં પાપ છે, એવું જાણીને સમ ખાવા હોય, તો તે એવા ખાય છે કે, જેના બે અરથ થાય. તેવા પુરૂષ તો માહાપાપી ગણવા, કારણ કે જે ઇશ્વર-ની ઇચ્છા માત્રથી જગત થાયછે, જાય છે, તેની સાક્ષતા પણ સોગનમાં લઇ તેઓ અધરમ કરતા ખમચાતા નથી.

---

વારતા ૧૬૯ મી

## કાગડો અને ઘેટું.

એક કાગડો એક ઘેટાના વાંસા ઊપર બેસીને, કો, કો, કરતો હતો. તેને તે ઘેટું કહેછે, "અરે વેરી! છાનો

કેમ મરતો નથી? કકલાણ કેમ કરેછે? અરે જો હું વાઘ હોત કે કુતરો હોત, તો તું મને એવો ઉપદ્રવ કરત?" કાગડો કહેછે, "અલ્યા! ખરી વાત કહી. હું તે જાણીનેજ કકલાટ કરૂછું. જે ચપલ અને વીકરાલ છે, તેને તો છાયડે પણ હું ઊભો રહેતો નથી. પણ જે તારા સરખા દીન, દુરબલ છે, અને જેમનાથી ડર નથી, તેમનેજ હું છેડુંછું."

સાર.

દુરજનોનો સ્વભાવ વારતામાંના કાગડા જેવો હોય છે. તેઓ જે અનાથ દુરબલ છે, તેમને પીડા કરીને મનમાં આનંદ પામેછે. તેઓની સમજણ એટલીજ કે, જયાં ઉપદ્રવ કરવાથી સજા નહી થાય, ત્યાં ઉપદ્રવ કરતા રેહેવો, પણ જયાં સામી સજા થાય, ત્યાં આંટો પણ ન મારવો.

---

## વારતા ૧૭૦મી.

## વાંદરી અને તેનાં બે બચ્ચાં.

એક વાંદરીને બે બચ્ચાં હતાં, જેમાંના એક ઉપર તે ઘણી પ્રીતી કરતી અને બીજાની ઘણી કાલજી રાખતી નહી. એક દાહાડો એવું બનયું કે, તેની પાછલ એક પારધી લાગયો. માથા પર મોત ભમતું જોઇ તેણીયે વહાલાં બચ્ચાંને ઊગારવા સારૂં ઊતાવલથી છાતી સાથે વલગાડયું, અને બીજું જે અલખામણું હતું તે પોતાની મેલે તેણીના વાંસે વલગ્યું. એવી રીતે બચ્ચાંને લઇને તેણી ફાલભેર નાસતી હતી, તેવામાં દૈવ જોગે એક પથરા સાથે વહાલા બચ્ચાનું માથું અફલાયું, તેથી તે મરણ પાંમયું; અને વાંસા ઉપરનું સંકટમાંથી બચ્યું.

**સાર.**

માબાપો બાલકને ઝાઝાં લાડ લડાવેછે, તે છોકરાં ઘણું કરી બગડેછે. અને જે લાડ, વગર ઊછરે છે, તેઓ સપુત નીવડી માબાપને ઠારેછે.

---

**વારતા ૧૭૧મી.**

## વેપારી થયેલો એક ભરવાડ.

એક ભરવાડ એક દાહાડો દરિયા કીનારે ઘેટાંને ચરતાં મેલી પોતે એક શીલા ઊપર શીતલ વાયુ ખાતો બેઠો હતો. તે વખત દરિયાનું પાણી સથીર હતું, તે જોઇને તેને આનંદ થયો અને એવી તેના મનમાં ઇચ્છા ઊતપન્ન થઇ કે, "અરે, હું ઘેટાં ચરાવતો અહીંઆં નકામો બેસી રહું છું તેમ ન કરતાં આખું વાહાણ વેચાતું લઇને જો દરિઓ ખેડી વેપાર કરૂં, તો કેવો ધનવાન થાઊં? દેશ દેશાવરોમાં માલ લઇ જાઊં, તો મને કેટલો બધો લાભ થાય! પૈસા અને મોહોટાઇ મેલવવાને આ રસ્તો કેટલો સુલભ છે!" એવી કલ્પના થતાજ તેણે પોતાનાં સર્વ ઘેટાં બજારમાં વેચ્યાં, અને બીજું પણ જે કંઇ પાસે હતું તે સરવ વેચીને, તેનું એક વાહાણ વેચાતું લીધું. તેમાં માલ ભરીને તથા ખલાસીઆઓ નોકર રાખીને તે ભરવાડ વહાણ હંકારીને થોડેક દુર ગયો. પણ તેટલામાં તોફાનનો આરંભ થયો. મોજાનીમોટી છોલો ઊછલવા માંડી, અને ચારે દીશાઓ ખાવા ધાઇ. વહાણ ઊંચુ નીચું થઇ ઘડીપલમાં ડુબશે, એવું લાગ્યું. પછી તે વહાણનો ભાર હલકો કરવા સારૂં તેણે માંહેનો સઘલો માલ પાણીમાં ઓકાવ્યો. પણ તેમ કરતાં વહાણ હલકું ફુલ

જેવું થયું, અને પવનના સપાટાથી એક દડાની માફક ઉછળીને એક ખડક ઉપર અફળાયું અને તેના કડકે કડકા થઇ ગયા. ખલાસીઓ સર્વ ડુબી મુઆ, પણ તે ભરવાડ એકલો ડુબતો ડુબતો મહા મેહનતે મોજાંથી કીનારે ધસડાઇ આવ્યો. પછી જે ધણીને પોતાનાં ઘેટાં વેચ્યાં હતાં, તેને ત્યાં તે ચાકર રેહેવાને ગયો. તેણે તેનાં તેજ ઘેટાં ચરાવવાને રાખ્યો. ફરીને એક દાહાડો દરિયા કીનારે તે ભરવાડ શોલા ઉપર બેઠો હતો, તે વેલા સમુદ્રને સથીર, શાંત જોઇને તે કહે છે. "અરે ઠગ! વલી તું મને બીજીવાર લલચાવા ઇચ્છે છે? પણ હવે તારો પ્રયત્ન વ્યર્થ જશે. અરે! હવે હું તને જોઇને પાછો અંજાઇ ભુલો પડું, પણ હું હમણા એટલો નિરધન છું, અને એકવાર મલેલા અનુભવે મને એટલો તો શાણો કર્યો છે, કે હવે હું તારો વીશ્વાસ કરનાર નથી.

### સાર.

"વેચાતું ડહાપણ પણ ભલું," એવી કહેવત છે. માટે જે પુરૂષે એકવાર જાતે દુઃખ તથા કષ્ટ વેઠીને એક વસ્તુનો અનુભવ લીધો હોય છે, તે પછી પોતાની સાંપ્રત અવસ્થામાં સંતુષ્ટ રહે છે, પણ તેને મુકી બીજી ઇચ્છતો નથી.

---

### વારતા ૨૭૨ મી.

## એક જુવાન છોકરો અને સીંહનું ચીત્ર.

એક કરોડપતી ઘરડા માણસને એકજ છોકરો હતો. તેના ઉપર તેની અતીશય મમતા હતી. તે છોકરાને શી-

ક્યારે જવાનો ઘણો શોખ જોઇ તે ઘરડા માણસને રાત દીવસ તેની જીંદગીની મનમાં ધાસ્તી રહેતી હતી. તે છોકરાના બાપને એવું એક દહાડે સ્વપ્ન આવ્યું, કે જંગલમાં જાણે તેના છોકરાનો એક સિંહે ટોટો પીસી જીવ લીધો. આવી કલ્પીત બીકથી તે ડોસાએ લાગલીજ એક મોટી હવેલી ચણાવી તેની આસપાસ ગઢ બાંધીને તેમાં તે છોકરાને અટકાવી રાખ્યો. તે હવેલી છોકરાને બંધીખાના જેવી ન લાગે, માટે તેણે તેની રમત ગમતના માટે અનેક વસ્તુઓ એકઠી કરી, અને તરેહ તરેહનાં ચીત્રો ચીતરાવ્યાં, અને જે જે જનાવરોનો શીકાર છોકરો કરતો હતો તેની છબીઓ ભીંત ઉપર ટંગાવી. એક સિંહનું પણ ચીત્ર હતું. એક દહાડે તે સિંહની છબી જોઇને છોકરાને ઘણો ક્રોધ ચઢયો કે, "સ્વપ્નમાં જોયેલા આવા એક નીરજીવ પ્રાણીના ભયથી ડોસાએ મને આ કેદખાનામાં પૂર્યો છે." પછી તે આંખો ચઢાવીને પેલા ચિત્રને કહેછે, "અરે દુષ્ટ! હું આ બંદીખાનાનું દુઃખ ભોગવું છું, તે તારે લીધે. મારી પાસે અરે! આ વખત જો તરવાર હોત, તો તારી છાતીમાં ઘોચત. પણ શું કરૂં?" એમ કહીને દાંત, હોઠ, પીસીને જોરથી તેણે તે ચીત્રામણના સિંહની છાતીમાં મુક્કી મારતાં માંહેલે પાસે ભીંતે એક ખીલો હતો, તે હાથમાં ઘોચાઇને તે ઘાયલ થયો. આ ઘા વકરી જતાં તેના દુઃખ વડે તે છોકરો મરણ પામ્યો. એ પ્રમાણે ડોસાએ સ્વપ્ન ખોટું પાડવાનો જે ઊપાય કરયો, તે વ્યર્થ ગયો અને થવાનું હતું તેજ થયું.

**સાર.**

**સ્વપના ઊપર ભરોસો રાખીને હર્ષ, શોક માનવો એ મુરખામી છે. ભવીષય કોઇ જાણતું નથી.**

આગલ ઉપર ઊભું થવાના કોઇ ભયથી જો મનને ચીંતા થવા લાગી, તો તે મટાડવા સારૂં આપણાથી બની શકે, તેટલા સારા ઊપાય કરવા, અને પરમેશર ઊપર ભરોંસો રાખીને સ્વસ્થ રેહેવું.

---

વારતા ૧૭૩મી.

## કુકડી અને શીયાળ.

એક શીયાળ એક ઝુંપડામાં પેસીને કંઈ ખાવાનું મેળવવા ફાંફાં મારતું હતું, તેવામાં તેણે ત્યાં એક કુકડી દીઠી. પણ તે કુકંડી માળી ઊપર બેઠી હોવાથી તે શીયાળથી તેની પાસ જ્યારે જવાયું નહી, ત્યારે તેનાં વખાણ કરીને શીયાળ કહે છેકે, "કેમ બેહેન! તારી શી ખબર છે? તને અહિંયાં ગમતું તો નહી હોય. રાત દહાડો ઘરમાંજ ઘલાઇ રેહેનારને, ખરૂં છે, ગમે પણ કેમ. તારૂં શરીર સારૂં રેહેતું નથી, એ સાંભળીને મને એટલું તો દુઃખ થયું છે કે, રાત દહાડો ઊંઘ આવતી નથી. બેહેન! સાચું કહે વારૂં, હમણાં તને કેમ લાગે છે? વારૂ પગ છુટા કરવા જરા નીચે તો આવ." એમ બોલી વચ્ચે વચ્ચે તેનાં વખાણ પણ કરવા માંડયાં તે ઘણીવાર સાંભળી રહ્યા પછી, કુકડી જ્યાં બેઠી હતી ત્યાંથી બોલી કે, "ખરી વાત રે ભાઈ, તેં જે સાંભળ્યું તે બધું સાચું છે. આવો મંદવાડ મને આગળ પર કદી આવ્યો ન હોતો. હું હમણાં નીચે તારી પાસે ઊછળીને આવત, પણ વૈદે મને કહ્યું છે કે, કોઇને મારી પાસે આવવા દેવું નહી, તેમ મારે કોઇની પાસે જવું નહી. માટે રે ભાઇ!

મારાથી નીચે અવાય તેમ નથી. હમણાં તો તું આ વખત પાછો જા. હાલ હું મંદવાડથી એટલી અશકત છું કે, તારી પાસે ચાલીને આવું, તો મારો પ્રાણ તરત નીકલી જાય.

સાર.

જેઓ ખુશામતીયા છે, તેઓ જુઠા પણ હોય છે. તેઓને વેરી જેવા ગણીને સમજુ માણસોએ તેમનાથી છેટા રેહેવું. કેમકે, તેમની માયા ભરેલી મોહનીરૂપ વાણીના ફાંદામાં આવે નહીં, એવા ચતુર માણસ ઘણા થોડાજ હોય છે; ફસી પડનારા ઘણા હોય છે.

વારતા ૧૭૪મી.

## માણસ અને મચ્છર.

એક માણસ જાંઘ ઊઘાડી રાખીને એક ઝાડ નીચે વીસામો લેવા બેઠો હતો. તેવામાં એક મચ્છરે જાંઘ ઊપર બેસીને ચટકો ભર્યો. તે સમયે ભારે રીશથી તે માણસે તેના ઉપર થાપટ મારી. પણ મચ્છર તેમાંથી બચીને ફરીથી તેજ જગ્યાએ આવીને બેઠો. ફરી તે માણસે તેને જીવથી મારી નાખવા વધારે જોરથી બીજીવાર થાપટ મારી, પણ મચ્છર તેમાંથી બચી ગયો. એ પ્રમાણે પાંચ, સાતવાર જાંઘ ઊપર થાપટો જોરથી મારી, તેથી તેની જાંઘ માત્ર સુણી, પણ મચ્છર મુઓ નહી તે સમયે ઘણો ખેદ પામીને તેણે જુપીતરની પ્રાર્થના કરી કે, "દેવ! તું મોટો છે. તારા સામર્થ્ય આગલ કોઈ ટકી શકે નહી. આ દુષ્ટ મચ્છરે મને બહુ ઊપદ્રવ દેવા માંડયો છે, માટે પરાક્રમ કરીને તું એનો જીવ લે, અને મજ ગરીબ

ઊપર દયા કર. એના ડંઓથી તથા થાપટોથી હું ઘણી વેદનામાં છું.

સાર.

હલકા કામ સારૂં મોટાને શરમાવવા, એ અજ્ઞાનપણું છે.

---

વારતા ૧૭૫ મી.

## ભયથી નાઠેલું હરણ અને સિંહ.

એક હરણની પુંઠે શીકારી કુતરાઓ લાગ્યા હોવાથી, તે જીવ લઇને નાઠું. નાસતાં નાસતાં પાસે એક ગુફા જોઇ, તેમાં તે પેઠું, પણ તેમાં એક સિંહ પડયો હતો, તેણે તે હરણને નજીક આવવા દેઇ એક તલપે પંજાથી મારી નાખ્યું. મરતાં તે હરણ પોતાના મનમાં કહેછે, "અરેરે! કેવું નીરદય મારૂં ભાગ્ય! માણસના અને કુતરાંના હાથમાંથી છુટવા સારૂં હું આ ગુફામાં ભરાયું, તો ત્યાં સર્વ પ્રાણીઓમાં મહા ક્રૂર એવા સિંહના મુખમાં આવી પડયું."

સાર.

જેઓ ભયથી ગભરાયછે, અને તે મટાડવા સારૂ બીજી નિર્ભય જગાઓ શોધતા ફરેછે, તેઓ વધારે વિપત્તિમાં વખતે ફસી પડેછે. જેઓ મોટાછે, તેઓ ફકત પાપથી ડરેછે, પણ બીજા કશાનો તેમને લગાર પણ ભય નથી

---

### વારતા ૧૭૬ મી.

## માળી અને તેનો કુતરો.

એક માળીનો કુતરો વાડીમાની ટાંકી ઉપર કુદતો હતો, તેવામાં એકાએક ટાંકીમાં પડયો, અને બરાડા પાડવા માંડયા. તે સાભળીને માળી દોડતો આવ્યો, અને તેણે કુતરાને બાહાર કાઢવા સારૂં કુવામાં નમીને હાથ આપ્યો. કુતરાયે તેનાં આંગળાં જોરથી કરડી ખાધાં. આથી માળી રીશે ભરાઈ તેને કહેછે, "અરે દુષ્ટ! તને બચાવવાને, જે હાથે આજ સુધી મેં તારૂં પાલણ પોષણ કર્યું, અને થાપડયો તેજ હાથ આપયો છતાં તેજ હાથને તેં બચકું ભરયું! તો મર હવે, તારા જેવો અપકારી પ્રાણી જીવતો રેહેવો જોઇતો નથી." એમ કહીને તે કુતરાને ટાંકીમાં ડુબી મરવા દીધો.

### સાર.

જે કૃતઘ્ન છે, તે કરેલા ઊપકાર ઊપર ધુલ મેળવી-ને ઊલટો સામો અપકાર કરે છે. માટે પરોપકારી પુરૂ-ષોએ ઉપકાર કરવો, તે પાત્ર જોઇને કરવો. દુષ્ટના ઉપર ઉપકાર કરતાં તે ફોગટ જાય છે, અને નુકસાન સાથે લોકોમાં આપણો હાંસી માત્ર થાય છે.

### વારતા ૧૭૭ મી.

## શીયાળ અને કુકડો.

એક દીવસ સવારે એક શીયાળ એક આંગણામાં બાંધેલી દોરીના ફાંસામાં સપડાયું. તેને એવી હાલતમાં

ફસેલું જોઇને એક કુકડો હલવેથી પાસે આવીને તેના મોં સામું જોવા લાગ્યો. શીયાળ તેને કહે છે, "બાપુ! જોયું કે હું કેવા સંકટમાં આવી પડયું છું તે? અને એ સઘળું, ખરૂં પુછે તો ભાઇ! તારે સારૂં. કેમ કે હું તો ઘેર જતું હતું, પણ તેવામાં તારો શબ્દ કાન પડયો, અને મને એવું થયું કે, જાણે તને મળતું જઊં તો ઠીક. માટે ઊતાવળથી આવતું હતું તેથી અજાણે આ આપદામાં ફસી પડયું. હવે તું એમ કર કે, એક છરી મને લાવી આપ, અને તેટલું એ જો તારાથી ન થાય, તો આ મારા સમાચાર કોઇની પાસે કહીશ નહી, ત્યાં સુધી હુંજ મારી મેલે દાંતથી આ દોરી કાતરી નાંખીને છુટી જાઊંછું." કુકડાએ તે કાવતરૂં જાણીને તેને કંઇ જવાબ ન દેતાં જલદીથી જઇને પેહેલા વાડાવાલાને ખબર કહી. ઘરધણી ડંગોરો લેઇ દોડતો આવ્યો, ' અને શીયાળ દોરી કાતરતું હતું, તેવામાં તેણે ડંગોરાથી તેને મારી નાખ્યું.

સાર.

દુષ્ટના ઉપર ઉપકાર કરવો નહી. કોઇના પણ સંકટમાં સહાય થવું, એવી જો કે નીતી છે, તો તેથી શું ચોરને પણ મદદ આપવી? કદી નહી. દુષ્ટોને મદદ દુષ્ટોજ કરે, અને ચોરોને ચોરજ કરે, પણ સજ્જનોએ તો તેમને શીક્ષાજ કરવી.

---

વારતા ૧૭૮ મી.

---

## કાગડો અને સાપ.

એક જંગલી કાગડાએ એક સમય સાપને ચાંચમાં વચ્ચેથી પકડયો; અને તેને મારી ખાવાની વેતરણમાં હતો,

તેવામાં સાપે પણ તરફડતાં તરફડતાં કાગડાની ડોકે બચકું ભર્યું સાપના ડંશથી તે કાગડાને ઝેર ચઢયું, અને પ્રાણ છોડવાની ઘડી પાસે આવી, ત્યારે તે પોતાના મનમાં કહે છે, અરે! હું બીજાના નાશમાં સુખની ઇછા રાખતો હતો, માટે મને જે શીક્ષા થઇ તે વાજબીજ થઇ છે.

સાર.

પરપીડ કરનાર કોઇ દીવસે પણ અકાલ મોતે મર યા વગર રહે નહી. એવા સ્વારથી, નિરદય, તથા ઘાતકીનું કલ્યાણ પણ શી રીતે થાય?

---

વારતા ૧૭૯ મી.

## શીયાલ અને સાહુડી.

એક શીયાળ નદી ઊતરીને સામે પાર તેના કાંઠા પા સે આવ્યું, પણ તે તરફનો નદીનો કરાડો સીધો હોવાથી તે ના ઉપર શીયાલથી ચઢાયું નહી. કરાડો ચઢીને નીકલી જ વાનો કોઈ લાગ તે આમ તેમ ફાંફાં મારી શોધતું હતું, તેવામાં તેના માથાં ઊપર કેટલીક રાની ભમરીઓ આવી ચોંટી પડી, અને ડંખીને તેનું લોહી પીવા લાગી. તે કરા ડાની ઉપર એક સાહુડી હતી, તે શીયાલને એવો દુખી હા લતમાં જોઇ, તેને કહે છે, "યાર! મને કહીશતો આ ભમ રીઓને હું ઊરાડી મુકીશ." શીયાલ તેને જવાબ દેછે, "ભા ઈ! મારા ઉપર તારો બહુ પાડ થયો, પણ મારા માટે તેટલી તસ્દી લેશો નહી. કેમકે એ ભમરીઓ લોહી પીને ધરાશે, એટલે, ઘણો ઉપદ્રવ નહી કરે, પણ તેમને જો ઊ રાડી મુકાવીશ, તો તે ક્ષણે બીજી ભુખી ભમરીઓનો પુડો

આવીને મારાં માથાંપર બેસશે, અને પછી તેઓ મારા શરીરમાં લોહીનું એક ટીપું પણ રેહેવા દેશે નહી.

સાર.

રાજયમાં કેટલાક કારભારીઓ લાંચીઆ માલમ પડે, અને તેમને એકદમ દુર કરવામાં આવે, તો તેથી રાજયમાં ધારેલો સુધારો થઇ ગયો, એમ સમજવું નહી. પુરી પરીક્ષા કરયા વગર નવા નીમેલા કારભારીઓ પણ જો લાંચીઆજ નીવડયા, તો તેઓ પણ તેજ કામ ઘણું કરી કરે. માટે તેવા નવા અમલદારો કરતાં જે જુના છે, તેજ ઠીક. કારણ જુનાઓ તો કોઇ દહાડે તરપત થયા પછી તેમનો ઉપદ્રવ કમી થવાનો સંભવ રહેશે, પણ નવાઓ તો ભુખ્યા ડાંસ જેવા હોવાથી નુકશાની તેમના કરતાં બમણી કરશે.

---

વારતા ૧૮૦ મી.

## મેહેતાજી અને નિશાળીઓ.

એક નિશાળીયો સીમલાનું લાકડું કેડે બાંધીને નદીમાં તરતાં શીખતો હતો. એક દહાડો તરવાની નવી કલામાં તેને એટલો ગરવ આવયો, અને બોલયોકે, "હે! આપણને તરતાં તો સારી રીતે આવડયું, તો પછી હવે આ લાકડાનું શું પ્રયોજન છે?" તેણે તે લાકડું પડતું મેલીને નદીમાં લાગલોજ ભુસકો મારયો. પ્રવાહના તાણથી તે ઊંડા પાણીમાં ખેંચાયો; અને ડબકાં ખાવા લાગ્યો દૈવ જોગથી એક ઝાડની ડાલ નદીમાં ઝુકેલી હતી, ત્યાં તે તણાતો તણાતો

ગયો, અને લાગલીજ તે ડાલને જોરથી પકડીને, "ડુબું છું રે! ડુબું છું! એમ બુમો પાડવા માંડી. તે સમયે તેનો મેહેતાજી નદીને કાંઠે સેહેલ કરતો હતો, તેને કાને તે કરૂણાનો શબ્દ પડયો. આગલ જઇને જુએછે તો પોતાનો વીદયારથી સંકટમાં પડેલો તેણે દીઠો, ત્યારે નાખી દીધેલું લાકડું તેણે છોકરા ભણી ફેંકયું. તે પકડીને તે છોકરો કાંઠે આવ્યા પછી મેહેતાજીએ તેને ઉપદેશ કરયો કે, "અરે છોકરા! હજુ તારે આ સંસારરૂપી નદી તરી જવાની છે. તું સ્વતંત્રપણે તેમાં તરી શકવાને અદયાપી પ્રૌઢ થયો નથી. માટે તારા કરતાં જેઓ મોટા છે, તેમનાં વચન, નદીમાં તરવાનાં લાકડાં સમાન માનીને, આદર કરતાં શીખ."

## સાર.

કેટલાક અભીમાની પુરૂષ એવા હઠીલા પણ હોય છે, કે તેઓ હજારો દુખ વેઠે, પણ બીજાએ આપેલી અક્કલ પ્રમાણે તેઓ નહી ચાલે. આ જગતમાં એવો કોઇ પુરૂષ નથી, કે તેને બીજાની મદદ ન જોઇયે. તેમાં જેઓ તરૂણ છે, જેઓને સૃષ્ટીનો વેહવાર તથા સહધાટ સારી પેઠે સમજયાં નથી, તેઓએ અવસ્ય કરીને વડીલોના કહ્યા પ્રમાણેજ ચાલવું.

---

## વારતા ૧૮૧મી.

## વરૂ અને ભરવાડ.

એક ઝુંપડામાં કેટલાક ભરવાડોની એક ટોલી બકર મારીને મોટા આનંદથી ભોજન કરતી હતી. તે સમય એક

વરૂએ ઝુંપડામાં લગાર ડોકીઉં કરીને તેમના ભણી જોયું. પછી તે પોતાના મન સાથે કહેવા લાગ્યું કે, "શાબાસરે!" જો બકરૂં મારીને ખાતાં આ ભરવાડોએ મને જોયું હોત, તો તેઓ કેટલા આકલ વિકલ થઇ જાત!

સાર.

આપણે કેટલાંક એવાં કામ નિશ્ચિંતપણે કરીયે છીયે, કે તે બીજાએ કરયાં હોય, તો તેના ઊપર દોષ મેલતાં આપણે વિલંબ લગાડતા નથી. બીજાનાં સારાં મઠાં કર્મોનો જેવો આપણે વિચાર કરીયે તેવોજ પોતાના કર્મોનો પણ વિચાર કરવો ઘટીત છે.

---

વારતા ૧૯૨ મી.

## છોકરા અને દેડકાં.

એક મોટા તલાવમાં પુષ્કલ દેડકાં રહેતાં હતાં. એક દહાડો તે તલાવને કાંઠે કેટલાક છોકરાઓ નીશાલેથી છુટીને રમત રમવા લાગ્યા. તે છોકરાઓએ તલાવમાં કાંકરાઓનો વરસાદ વરસાવા માંડયો, તેથી બીચારાં દેડકાં મહા ભય પામી જીવના જોખમમાં આવી પડયાં. છેલ્લે એક દેડકું હીંમતથી પાણીની સપાટી ઉપર આવ્યું, અને છોકરાંઓને કહેછે, "છોકરાંઓ! તમે પોતાની જાતની નિર્દય ચાલ આટલા વેહેલા કેમ શીખ્યા? જે તમારે મન રમત, તેથી અમારો તો જીવ જાયછે."

સાર.

બીજાને દુઃખ દઇને, અથવા તેનું નુકશાન કરીને રાજી થવું, એ અપરાધ છે.

વારતા ૧૮૩ મી.

## મછર અને બલદ.

એક મછર પોતાની જાતને કોઇ મોટું પ્રાણી સમજીને અભીમાનથી ફુલાઇને એક બલદના શીંગડા ઉપર બેઠો. થોડીવાર બેઠા પછી તે બલદને કેહેવા લાગ્યો, બાપા! હું તમારા સીંગડા ઉપર બેઠો તેથી તમને અડચણ થતી હશે, એમ હું જાણુંછું, પણ મારે તો બેસવું જોઇયે. માટે કૃપા કરીને તમે મારી ઉપર ગુસ્સે ન થશો. જો તમને મારો ભાર ઘણો લાગતો હોય, તો મને કહેજો, એટલે હું થોડીવાર પાછો ઉડી જઇશ." બલદે જવાબ દીધો, "અરે યાર! તું બેઠો ત્યારે મેં જાણયું નહીં હતું, અને તું ઊડી જઈશ ત્યારે પણ મને જણાવાનું નથી.

### સાર.

લગાર દેહાભીમાન તો બધાને હોયછે. પણ કેટલાકને તો એટલું અભીમાન ચડે છે કે, પોતાની યોગયતા કેટલી, બીજાની કેટલી; તથા પોતાને અંગે ગુણે કેવા, તથા બીજાને અંગે કેવા, એ તેમને કંઇ સમજાતુંજ નથી. માટે આપણથી છુટે તેટલું અભીમાન આઘું મુકીને આપણી જે વાસતવીક યોગયતા હોય, તે જાણીને ચાલવું.

વારતા ૧૮૪મી.

## છોકરો અને બદામ.

એક ઘડામાં બદામો ભરી હતો. તેમાથી બદામો કહાડી લેવા સારૂ એક છોકરાએ ઘડામાં હાથ ઘાલ્યો

અને જેટલી બાચકામાં સમાઈ તેટલી બદામો લઇને હાથ પાછો બહાર કાઢવા લાગયો. પણ ઘડાનાં ગળાં કરતાં બાચકો મોટો થયો, તેથી હાથ બહાર નીકળે નહી. તે સમયે તેને ઘણો સંતાપ થયો અને તે એવો વીચાર કરવા લાગયો કે, "હવે કેમ કરૂં ? બાચકો જો છોડી દઉં છું તો બદામો નીકલી જાય છે. બદામો ઝાલી રાખું તો હાથ નીકલતો નથી." કંઈ ઊપાય ન સુઝયો, તયારે તે તાણીને રડવા લાગયો. એવામા કોઇ ડાહયો માણસ તેની પાસે આવ્યો અને કેહવા લાગયો, "છોકરા ! થોડી બદામો પડતી મુકીને બાચકો લગાર નાનો કર, એટલે બાકીની બદામો તારા હાથમાં રેહશે, અને તારો હાથ પણ બહાર નીકલશે."

**સાર.**

આપણે કોઇ પણ પદારથની ઇછા હદ વગરની રાખયે, તો તે હાથમાં આવશે નહી, અને મેહનત મિથયા જશે; પણ વાજબી સુમારની ઇછા રાખતાં, તે મલશે.

---

## વારતા ૧૮૫મી.

## મગતરૂં અને સિંહ.

એક સિહંના ગુફા આગલ એક દીવસ એક મગત્રું ગુણ ગુણાત કરતું આણીમેર તેણીમેર ઊડતું હતું. તેના ગણગણાતથી સીંહને કંટાલો આવયો અને તેથી તે મગત્રાંને કહે છે, "રે હલકા જીવ ! નાસી જા અહીંથી જલદી, નહિ તો જીવ ખોઇશ." સિહને કંઇ કરયું નથી, છતાં તેણે આપણો ધીક્કાર કરયો, માટે મગત્રાંને ઘણું માઠું લાગયું

અને તેથી વેર લેવાનો તેણે વીચાર કરયો. આડા અવલા બે ચાર આંટા ઊડીને તે સિંહના કાનમાં સટ લઇને પેઠું અને પછી ચટકા ભરવા માંડયા. પછી તહીંથી નીસરી તેના નસકોરામા ભરાઇને સીંહને બહુ હેરાન કરયો. તે ચટકાની વેદનાથી સિંહ બાહાવરો બની હાથ પગ પછાડીને, ભોંયપર આલોટવા લાગયો. એવી રીતે વેર લીધા પછી તે મગતું પોતાની પાંખો ફફડાવીને ખુશી થતું ઉડી ગયું; અને જીતના હરખથી તે કોની તરફ જાય છે, તે લક્ષમાં ન રેહવાથી એક કરોલયાના જાલામાં ફસાઇ પડયું. કરોળીયાયે તત્કાલ તેના ઉપર ઝડપ મારીને તેનો પ્રાણ લીધો, અને તેના હરખનો છેડો આણયો.

સાર.

કોઇ એવું પામર પ્રાણી નથી, કે તેનાથીં બીજાને કંઇ પણ ઉપદ્રવ કરી શકાય નહી. માટે કોઇયે કોઇને છેક નીચ માનીને તેનો તુછકાર કરવો નહી. તેમજ જીત થવાથી જે હરખમાં સુધ્ધી ભુલી જાય છે, તે માણસ વખતે મેલવેલો જશ ગુમાવીને એકાદા અણધાર્યા સંકટમાં જઇ પડે છે.

---

વારતા ૧૮૬મી.

## નકલીયો અને ગામડીઓ.

એક સમય એક મોટા શેહેરમાં રેહેનાર ધનવાન શેઠીઆના મનમાં લોકોને તમાસા દેખાડી, રંજન કરી, કીર્તિ મેલવવાનો વીચાર ઉઠયો. પછી સઉથી સરસ તમાસા કરી

દેખાડનાર ખેલાડીઓને ભારે ઈનામ આપવાનાં જાહેરનામાં તેણે શેહેરે શેહેર અને ગામોગામ ચોડાવ્યાં. બક્ષીસની લાલચથી દેશ, દેશાવરના બાજીગરો તથા ખેલાડીઓ આવીને તે શેહેરમાં એકઠા થયા. તેઓમાં એક નકલીયો આવ્યો હતો, તેણે કોઇ દીવસ કોઇયે જોયો નહી હોય, એવો તમાસો કરી દેખાડવાની લોકોને કબુલાત આપી. એ વાતની બુમ ચાલી અને ખેલ જોવા સઘલું શેહર ઉલટ્યું. ખેલની જગોએ એટલી ભીડ થઈ કે, કેટલાકોને ઉભા રેહેવાને પણ જગા મલી નહી. પછી તે નકલિયો એકલો ખેલ કરવા લોકોની વચ્ચે આવ્યો. તેની પાસે કોઈ સાગરીદ નહી હતો, તેમજ સામન પણ કશું જોવામા આવ્યું નહી. લોકોને તેથી ઘણી તાજુબી લાગી, અને તે શું કરી બતાવશે, તે જોવાને તલપી રહ્યા. પેલા નકલીયાયે પોતાનું મસ્તક પછી છાતી ઊપર ટેકાવીને ભુંડના બચ્ચાંની પેઠે ચુંચું કરવાની નકલ કરી, જે એવી આબેહુબ થઇ, કે ખરેખરૂં ભુંડનું બચ્ચું એની કાખમાં છે, એવું લોકોને લાગ્યું. બધાએ મલી તેનાં લુગડાં તપાસ્યાં, પણ ભુંવડનું બચ્ચું તેમાંથી જ્યારે નીકલયું નહી, ત્યારે તમાસો જોનાર બધા એકસાદે તેની વાહવાહ કરી વખાણ કરવા લાગ્યા. તે પછી કોઇ ગામડીયો એકુત જે તમાસો જોવા આવ્યો હતો, તે મોટા સાદે બોલ્યો કે, "એ કરતાં વધારે સારો ખેલ મને આવડેછે. જો તમે બધા કાલે આ જગોએ આવશો, તો હું તમારી સમક્ષ એ નકલીયાના કાન કાપીશ." બીજે દાહાડે તમાશો જોવાની આગલા દીવસ કરતાં લોકોની વધારે મેદની ભરાઇ. પણ પેહેલો નકલીયો બહુ કશબી, માટે તેનાં વખાણ કરવાં; અને તે ગામડીયો બુબક માટે તેની ફજેતી કરવી, એવો વીચાર આગલથી લોકોએ કરયો હતો. લોકોનો જમાવ થયા પછી

બંને ખેલાડી આગલ આવ્યા. તેમાંથી પેહલા નકલીયાએ પેહલાની માફક ભુંડનાં બચ્ચાંના આરડવાની નકલ કરીને લોકોને ખુબ હસાવ્યા તથા બેહદ સાબાશી મેલવી. પછી ગામડીઆએ ખેલની શરૂઆત કરવા માંડી. તે ભુંડનું એક જીવતું બચ્ચું આગમચથી પોતાની ધાબલીમાં સંતાડીને લાવ્યો હતો, અને એવી રીતે તેને બગલમાં દાબી રાખ્યું હતું, કે કોઇના જોવામાં કે સમજ્યામાં ન આવે. તેણે તે બચ્ચું ચું, ચું, કરવા માંડે ત્યાં સુધી તેનો કાન દાબીને પકડયો, અને તરત બચ્ચું બોલવા લાગ્યું. પણ તમાસગીરો સાથે લાગાજ બોલી ઊઠયા કે, "પેહેલી નકલ આબેહુબ થઇ, પણ આ ગામડીઆની તો કંઇજ નહી." એમ કહીને તેઓ ગામડીઆને અપમાન સાથે કાઢી મુકવા લાગ્યા, તેવામાં તેની ધાબલીમાંથી ભુંડનું બચ્ચું જમીન પર નીકલી પડયું! તેને ઊંચકી લઇ ગામડીઆએ કહ્યું, "યારો! તમે બધા મોટા ગાજર પારખુ લાગો છો. તમે મોટા ચતુર, તથા અક્કલના ભંડાર છો! અરે ખરેખર સાચા ભુંડના બચ્ચાંનો સાદતો તમે ન ઓલખ્યો, અને ખોટો માન્યો, તથા જે ખોટો સાદ તે ખરો માનીને તેને સાચા જેવો ગણ્યો! આહા! બલી હારી તમારી અક્કલ પર!"

## સાર.

જે વાસ્તવિક સત્ય છે, તે લોકોના મનમાં ઘણું કરીને ઉતરતું નથી. જે માણસના મનનું વલાણ જેવું હોય, તેવી તેની સમજણ થાયછે. કોઇએક માણસ સારો ગુણવાન હોય, છતાં જો તેના વિશે આપણા મનમાં વેહમછે, તો તેના સદગુણો આપણા મનમાં વસ્તા નથી. તેમ કોઇએક નઠારો માણસ હોય, અને તેને સારો જા

ણીમે વખાણ્યો, તો પછી તેના દુરગુણ સમજ્યામાં આ વતા નથી. સારાંશ, મનના વલણ પ્રમાણે માણસની ઘેલી ગાંડી સમજાણ થાયછે.

### વારતા ૧૮૭ મી.

## કુતરો અને મગર.

મીસર દેશમાં નીલ નદીને તીરે એક કુતરો ચાલ્યો જતો હતો, તેને ચાલતાં ચાલતાં ઘણી તરશ લાગી. પણ નદીમાં મગરોની બીકને લીધે ત્યાંતે એક ઘડી પણ ઉભા રહીને પાણી પીવાની તેની હામ ચાલી નહી. માટે નાસતાં નાસતાં થોડુંએક પાણી ગલું ભીનાવવા તેણે ચાટી લીધું. તે જોઇ નદીમાંથી એક મગર પાણી ઉપર ડોકું કાઢીને તેને કહેછે, "અરે યાર ! આટલી દોડાદોડ આજ શી છે ? ઘણા દાહાડા થયાં તારી મીત્રાચારી કરવાની મને ઇચ્છા છે; તો આ પ્રસંગ રૂડો છે, માટે ઘડીવાર મારી પાસે તો આવ. આપણે સુખ દુખની વાતો કરીયે." કુતરો તેને ઊતર દે છે, "મગરજી ! મારી સાથે મીત્રાચારી બાંધવાની તમારી ઇચ્છા છે, તેજ એક મારા ઉપર તમારો મોટો ઉપકાર સમજુછું. પણ સાચું પુછો તો તમારા જેવાની મીત્રાચારી ભુલમાં પણ ન થાય, એટલા માટે તો હું જીવ લેઇ નાસુછું."

### સાર.

દુરજનની સંગતથી ભલાઓનો નાશ થાયછે, માટે ભલાઓએ તેમને છાંયડે પણ ઉભા રેહેવું નહીં.

વારતા ૧૮૮ મી.

## ભરવાડનો વેષ લેનારૂં વરૂ.

એક વરૂની બઓાળ પાસે ઘેટાંનું એક ટોલું ચરતું હતું. તેમાંથી ઘેટાં ઉપાડી જવાને તેણે ઘણીએ તજવીજ કરી, પણ તેથી એવું થયું કે, ભરવાડ અને કુતરા સાવધ થયા. તયારે વરૂએ એવો વીચાર કર્યો કે, "હવે આપણો લાગ ફાવશે નહી. માટે બીજી કોઈ યુકતી કાઢવી જોઇયે. નહી તો આપણું ગુજરાન આવા બેઠાબેઠના ધંધામાં ચાલશે નહી. પછી તેણે ભરવાડનો વેષ લીધો. પાછલા બે પગો ઉપર ઊભું રહીને આગલા બે પગો વડે લાકડી ઝાલીને તે ટોલા ભણી ધીરે ધીરે આવવા લાગ્યું. તે વખત ભરવાડ તથા કુતરાં ઊંઘમાં પડયાં પડયાં ઘોરતાં હતાં, તેથી જો તે વરૂ છાનુંમાનું આવત, તો બેચીત તેનો દાવ ફાવત. પણ તે ખરેખર ભરવાડજ છે, એવી ઘેટાંની ખાતરી કરવા માટે ભરવાડના સ્વર પ્રમાણે તે સ્વર કાઢવા લાગ્યું. ત્યારે તેણે જે કઠોર શબ્દ કાઢયો, તેથી ભરવાડ તથા કુતરા બંને સાવધ થયા, અને તેના ઉપર તુટી પડયા. વરૂએ વેષ લીધો હતો તેથી તેનાથી નસાયું પણ નહી; અને સેહેલાઈથી કુતરાઓએ તેને મારી નાખ્યું.

સાર.

જે માણસ ઢોંગ કરેછે, તે ઘણું કરીને તેની સાબેતી વધારે દેખાડવા જાયછે. તેજ તેની યુકતીઓ તેને ઉઘાડો પાડેછે, અને સામા માણસોને આગલથી સાવધ કરી દે છે. એમ ન હોત, તો દગલબાજો તથા વેશધારીઓથી લોકો છેતરાઇ ઘણો ત્રાસ પામત.

## વારતા ૧૮૯મી.

# ગધેડો અને તેનો ધણી.

એક કુંભારના ગધેડા ઊપર તેનો ધણી. ગજા કરતાં વધારે બોજો નીત્ય લાદતો હતો, અને તેને ખાવાનું તો છેક થોડું આપતો હતો. તેથી તે ગધેડો શરીરે ઘણો નબળો થઇ ગયો. વૈતરૂં કરતાં તે ગધેડો ઘરડો થયા પછી એક દીવસ એવું બન્યું કે, રોજના કરતાં તેના ધણીએ માટલાંનો ભારે બોજો તેની પીઠ પર લાદી હાંકવા લાગયો. ગધેડાની શકતી તો જુવાનીમાંથીજ ક્ષીણ થઇ હતી, અને વલી રસતો ઊંચો નીચો તથા ખાડા ખબોચીયાં વાલો હતો, તેથી ચાલતાં તેને ઠોકર વાગી અને તેથી તે વાંકો વલી ગયો. ટટાર ઊભા રેહેવાનો યત્ન કરયા છતાં પણ તે ઢલી પડયો, જેથી પીઠ ઊપરનાં બધાં વાસણ ભાગીને ચુરે થયાં. તે સમયે તેના ધણીને નુકશાન થયું જોઇ ઘણો ગુસ્સો આવયો, અને તેણે ડફણાથી નીરદયપણે તે ગધેડાને મારવા માંડયો. તયારે બીચારો ગધેડો ઊંચું માથું કરીને તેને કહે છે, " અરે નીરદય ! જે બાન થયું તેનો દોષ તું મારા ઉપર ફોકટ મુકે છે; પણ તે દોષ તારોજ છે. કેમકે, કૃપણતા કરીને મારો ખોરાક તેં ઘટાડયો, અને મારા ઉપર ચહિત કરતાં અધિકો ભાર લાદયો, તેથીજ હું આ વખત ઢલી પડયો."

### સાર.

જેઓ કૃપણ છે, તેઓ પોતાનું ધન બચાવવા સારૂં જે ઊપાય લેછે, તેજ ઊપાયથી ઘણું કરીને તેના ધનનો નાશ પણ થાય છે.

વારતા ૧૯૦મી.

## સિંહ અને ગધેડો.

એક સમયે એક ગધેડાએ પશુઓની મંડળીમાં ઊન્મત બની સીંહનું માઠું બોલવા માંડયું. તે સાંભળતાંજ સિંહને જરા એક દ્રેષ આવયો; અને પાછું ફરીને જુએ છે તો બોલનારો ગધેડો દીઠો, એટલે સીંહે તગત ગુસ્સાને દાબી દીધો, અને મુંગો મુંગો પોતાને રસતે પડયો.

સાર.

દુર્જન જો અપમાન કરે, તો સજન મનમાં તે ન લાવતાં પોતાના મનમાં સમજી રહે છે. તેમાંજ સજનની ખરી શોભા છે.

વારતા ૧૯૧ મી.

## દુરદઇવ અને દુષ્કર્મ.

એકસમયે બે પંડીતોનો વાદ વીવાદ થયો; કે માણસ જાતને દુ:ખી કરવાને દુર્દૈવ અને દુષ્કર્મ એ બેમાંથી વધારે બળવાન કોણ? દુર્દૈવ વાદી બોલ્યો, "માણસનું મન સારી વાતોમાંથી ખેંચી લઈ, તેને નઠારી વાતોમા ઉતારવાને દુર્દૈવ સમર્થ છે." દુષ્કર્મ વાદી બોલ્યો, "એ વાત ખરી હશે. પણ તેટલાથી માણસ દુ:ખ પામશે નહી. દુષકર્મની સાહાયતા વગર એકલા દુર્દૈવથી માણસને દુ:ખી કરી શકાતું નથી. પણ દુષ્કર્મ જયારે માણસને દુખી કરવા માંડે, ત્યારે તેને

દુર્દૈવની સાહાયાતાની કંઇ ગરજ રહેતી નથી. માણસને સુખી કરવા સારૂં દૈવે જોકે બધી વાતો અનુકુલ કરી હોય છે, તોપણ દુષ્કર્મના આગલ તે પ્રતિકુલ થઇ પડેછે."

સાર.

દુષકર્મથીજ માણસનું ખોટું થાયછે. સુખનાં દ્રવ્યાદી સાધનો જો નહી સરખાં થયાં, અને અંતઃકરણ નીરમલ રહ્યું, તો તેવા માણસને સુખીજ ગણવો. પણ સુખનાં સાધનો છતાં જો અંતઃકરણ દુષટ હોય, તો તેની પાયમાલી થવા બેઠી એમ નીશ્ચય જાણવું.

---

વારતા ૧૯૨ મી.

---

## રીંછ અને મધમાખીઓ.

એક મધમાખીએ રીંછને નાકે ચટકો ભરતાં, તેનું વેર લેવાને રીંછે આખા મધપુડાને થાપટ મારી જમીનપર તોડી પાડયો. પણ તેથી તે પુડા ઊપરની બધી માખીઓ એકદમ છંછેડાઇ ઊઠી, અને ઊઠીને તેઓનો સમુદાય લાગલોજ તે રીંછ ઉપર તુટી પડયો. રીંછનું આખું શરીર માખીઓથી છવાઇ ગયું, અને તેઓએ ડંખ મારીને તેને એટલી બધી પીડા કરી, કે રીંછનો ફકત જીવ જવો બાકી રહયો. મધમાખીઓ ઉડી ગયા પછી પોતાના સુઝેલા શરીરને ચાટતાં રીંછ વિચાર કરેછે, "અરે, મેં કેવી મુરખામી કરી! જો મેં તે એક મધમાખીનો ચટકો સહી લીધો હોત, તો આટલું દુખ વેઠવું પડત? પણ એકનું વેર લેવા સારૂં મેં બધી માખીઓનો દ્વેષ મારા ઊપર કરાવ્યો, ત્યારે મારી કેવી દશા થઇ!

સાર.

એકના અપરાધનું વેર લેવા સારૂં આખી મંડલીનો દ્વેષ સંપાદવો, એ કરતાં તેટલો અપરાધ વેઠી લેવો એમાંજ હિત તથા શાણપણ છે.

---

વારતા ૧૯૩મી.

---

## કાચંડો.

બે વટેમારગુ રસ્તે ચાલ્યા જતા હતા. તે બનેનો વચ્ચે વાદ પડયો કે, "કાચંડાનો રંગ કેવો હોય છે. એક બોલ્યો, કાચંડાનો આશમાની રંગ મેં મારી આંખે ધારીને જોયો છે." બીજો કહેછે, "કાચંડાનો રંગ લીલો છે. કાલે અંજીરના એક પાંતરાં ઊપર બેઠલા કાચંડાને મેં નીરખીને જોયો છે. અને તેનો રંગ લીલો છમ મારી આંખે જોયો." એવી રીતે બે વટેમારગુમાં તકરાર ચાલતી હતી, તેવામાં એક ત્રીજો વટેમારગુ તેમને મલ્યો. તેને તે બંને જણાએ પોતપોતાની તકરાર કહી સંભલાવી તેની પાસથી તેનો નીવેડો માગ્યો. ત્રીજો બોલ્યો, "તમે મને પંચ કરીને પુછોછો, તો એનો નીવેડો હમણાં હું તમને આપુંછું. કાચંડો આસમાની નથી, અને લીલો પણ નથી, તેનો રંગ કાલો છે. તમને જો સાચું લાગતું ન હોય, તો કાલે કાચંડાને પકડી મેં કોથલીમાં પુરી રાખ્યો છે. અને તે હમણાં મારી પાસે છે, તેજ હું તમને આ ઘડીયે બતાવું. જુવો આ પ્રત્યક્ષ!" એમ કહીને તેણે કોથલીમાંથી કાચંડાને બાહાર કાઢયો તો તેનો રંગ ધોળો ફટક. તે ત્રણેના જો-

વામાં આવ્યો. તે જોઇને ત્રણે વટમારગું ચકીત થયા, અને ઉંચા વાઆરમાં એક બીજાના સામું જોવા લાગ્યા. કાચંડાએ તેમને ત્યારે ખુલાસો કરયો કે, "અહો માણુસો! પોતપોતાના મતનું અભીમાન રાખીને બીજા કોઇનું સાંભલવુંજ નહી, એ તમારા જેવા સમજુ પ્રાણીઓને શોભતું નથી. તમારા ત્રણેનું કહેવું ખરૂં છે; કેમકે એ કે આશમાની કહયો, તેવો હું આશમાની છું. બીજાયે લીલો કહયો, તેવો હું લીલો પણ છું. અને ત્રીજાયે કાળો કહયો, તેવો હું છું. અને હવે મને ધોળો દેખો છો, તો હું ધોળો પણ છું. પણ તમારા એક એકનું મત એકજ પક્ષમાં છે. સર્વ પક્ષે તમારી સમજણ એક થઇ નથી, એજ ગેરસમજનું મુળ છે."

### સાર.

સર્વેની બુદ્ધી એક સરખી નથી હોતી. એક વાત એક જણને એક પ્રકારની ભાસે છે, તો તેજ વાત બીજાને જુદા રૂપમાં ભાસે છે. માટે આપણા મત પ્રમાણે આપણે જેમ બોલીયે છે, તેમ બીજાને પણ તેના મત પ્રમાણે બોલવા દેવો. આપણે બલાત્કારે તેનું ખંડન કરવું નહી. આપણા મતને અનુસરતી ચાર વાતો જો બને તો ધીરેથી સામા માણસને સમજાવવી; પણ તે તેને જોર જુલમથી પરાણે કબુલ કરાવવાની ફરજ પાડવી નહી.

વારતા ૧૯૪ મી.

## વરૂ અને ઘેટાનું બચ્ચું.

ઘેટાંનું એક ટોલું એક બીડમાં ચરતું હતું. તેમની ચોકી કરનારાં કુત્રાં નીરાતે પડયાં પડયાં ઘોરતાં હતા, અને ભરવાડ કંઇકવેગલે એક ઝાડ તલે પાવો વગાડતો બેઠો હતો. તે ટોલામાંથી એક ઘેટાનું બચ્ચું વાડની બહાર ડોકીયાં કરવા લાગ્યું, તો તેણે ભુખે સુકાયલા વરૂને વાડની બીજી બાજુએ લપાઇ બેઠેલું દીઠું. તે ઘેટાનું બચ્ચું વરૂને કહે છે, "બાપા! તમે શું જુઓ છો? તમારે શું જોઇયે છે?" વરૂએ ધીમા સાદે જવાબ દીધો, "બાપું હું લીલો ચારો શોધું છું. લીલ ચાર ખાવી, તથા વેહેલામાંનું નીતરયું કાચ જેવું પાણી પીવું, એના સરખું જગતમાં બીજું સુખ નથી. એવું બારે સુખ તમે આ બીડની અંદર ઇચ્છાનુંસાર દરરોજ ભોગવો છો. અહો! કેવું તમારૂં દૈવ પાધરૂ છે! તેવો લીલો ચારો, અને નીતરયું પાણી જો મને મલે, તો મારે બીજા કશાની આશા નથી. હું ઘણા દહાડા થયાં જાણું છું કે, નીરદોષ ભોજનમાંજ ખરૂં સુખ છે. વરૂનું એ કપટરૂપ ભાષણ ખરૂં માનીને ઘેટું કહે છે, "ત્યારે શું લોક તમારા ઊપર ખોટું આલ ચડાવે છે? તેઓ કહે છે કે, વરૂ ઘેટાંને મારી ખાય છે. તમે તો લીલા ચારાથી અને પાણીથીજ તૃપ્ત છો નહી? તો આજ થકી તમે અમે સંપીને એક ઠેકાણે ચરીયે, આવો." એમ કહીને તે ભોલું ઘેટું વરૂની મીત્રાચારી કરવા સારૂં બીડમાંથી બાહાર ગયું, અને પોતાની કાચી બુધ્ધીને લીધે કપટી વરૂના પંજામાં સપડાઇને તત્કાલ મરણ પામ્યું.

સાર.

બાલયાવસ્થામાં છોકરાંની બુધો ઘણી કાચી હોય છે, માટે તેઓએ પોતાની બુદ્ધીથી ચાલવું નહી. જે કરવુ તે પોતાનાં માબાપ અથવા વડીલના મત પ્રમાણે કરવું. એટલે તેમને સંકટ પડશે નહી.

---

વારતા ૧૯૫ મી.

## શીયાલ અને કાંટાનું ઝાડ.

કોઇ શીયાલની પુંઠે પારધીના કુતરાઓ પડયા હોવાથી તે એક ધીચ, ઘેરાવા વાલા કાંટાના ઝાડ તલે સંતાયું; અને પોતાને સારો આસરો મલ્યો, માની સંતોષ પામ્યું. પછી થોડીવારે તે હાલવા ચાલવા લાગ્યું, ત્યારે ચારે કોરેથી સરીરમાં કાંટા ભાગવા માંડયા. ત્યારે તેણે મનમાં વીચાર કરયો કે, "આ જગતમાં કેવલ સુખ અથવા એકલું દુઃખ એવું કંઈ નથી; સુખ દુખ બંને ભેગાંછે. સુખમાં દુઃખ હોયછે, અને દુઃખમાં સુખ હોયછે. આ કાંટા મને વાગેછે, એથી દુખ થાય છે ખરૂં, પણ એ મારો પ્રાણ બચાવેછે, તે સુખ છે. માટે સુખ, દુઃખ વીશે કકલવું ફોગટ છે.

સાર.

એકાદાં મોટા ફાયદાને માટે થોડું સરખું દુઃખ થતું હોય, તોપણ મોટા લાભ ઉપર નજર રાખીને તે અલ્પ દુઃખ અણબોલે સેહેવું એજ ઘટારત છે.

---

વારતા ૧૯૬મી.

## બાજ અને કુકડી.

એક દહાડો એક બાજે એક કુકડીને કહયું, "અલો! મેં ઘણાં અપકારી પ્રાણી દીઠાં, પણ તારા જેવું નીમકહરામ પ્રાણી તો કોઈ દીઠું નહી." એ સાંભલીને કુકડી કહે છે, "બાજ બાપા! મેં એવું શું અપકારી કામ કરયું છે? મેં કોની ઘાત કરી?" બાજ જવાબ દે છે, "સાંભલ. જે માણસો તને પાલે છે, ચારો નીરે છે, તથા રાતે આસરો આપે છે, તે કોઈ વખત તને જો ઝાલવા આવે છે, તો તેમના તે ઉપકાર વિસારીને તેને દુશમન જાણીને, તું આઘી નાસી જાય છે. જંગલનો હું રહેનારો હોવાથી, મારો અને માણસનો કશો સંબંધ નથી. તોપણ જો માણસ મારા ઉપર થોડો પ્યાર કરે છે, એટલે હું તરત તેને વશ થાઉ છું. તે જા કહે એટલે જાઉ છું, આવ કહેતાં આવું છું." કુકડી ઊત્તર દેછે, અરે બાપા! એ સઘલું સાચું છે. હું માણસથી બીહીને નાસી જાઉ છું, અને તું તેને વશ થાય છે, એ એ વાતમાં કંઈ કારણ છે. બાજને મારી તેના માંસને રાંધતાં તેં કોઇ માણસને દીઠો નહી હોય, પણ હજારો કુકડીઓને મારીને રાંધી ખાતાં મેં માણસોને જોયા છે."

### સાર.

દેશ કાલાદીકના ભેદથી એક કામના ગુણ ભિન ભિન હોય છે. જે કામ એક સમયે સારૂં હોય છે, તેજ બીજે સમયે માઠું થાય છે. માટે કોઇ પણ કામ સારૂ કે નઠારૂં છે, તેનો વીચાર દેશ, કાલની સ્થીતી ધયાનમાં રાખીને કરવો.

## વારતા ૧૯૭મી.

# કાચબી અને બે હંસ.

એક કાચબી ઘણા દાહાડા એક ઠેકાણે રહીને કંટાલ-વાથી દેશાંતરે જવાની તેણીની ઇચ્છા થઈ. તેણીના મીત્ર બે હંસ હતા, તેમને તેણીએ પોતાની ઇચ્છા કહી ત્યારે તેઓ બોલ્યા "ઠીક છે. તારી ઇચ્છા અમે પુરી કરીશું.. તું એક લાકડીનો મધ્ય ભાગ મ્હોંડામાં પકડી રાખ, અને અમે તેના બે છેડા બેઉ કોરેથી પકડીશું, અને એવી રીતે આકાશ મારગે દુર દેશાવર તને લઇ જઇશું." તે યુકતી કાચબીના મનમાં ઊતરી. તેણીએ એક લાકડીને વચમાંથી મ્હોડાંથી પકડી, અને તે બંને હંસોએ તે લાકડીના બે છેડા પકડીને, તેને લેઇ આકાશમાં ઉડી ચાલ્યા. એટલામાં રસ્તે એક કાગડો મલ્યો; તે તેમને પુછે છે, "અહો! તમે કોને લઇ જાઓ છે?" હંસ બોલ્યા, "અમે કાચબાની રાણીને લઇ જઇયે છીયે." હંસોનું એ બોલવું સાંભલીને કાચબીને ઘણો આનંદ થયો, અને હંસોએ જે મોટાઈ આપી તે ખરી કરવા માટે તે બોલી, "હા, હું કાચબાની રાણી છું." પણ એ બોલ પુરા બોલાઇ રહ્યા નહી તે અગાઊ લાકડીથી છુટીને નીચે એક પથરા ઉપર તેણી પછડાઇ અને મરણ પામી.

### સાર.

દેશ દેશાવરના જુદા જુદા લોકોની રીતભાત જોઇને આપણું જ્ઞાન વધારવું, તથા એકજ દેશમાં રેહેવાથી જે સ્વાભિમાન ચડેછે તે મુકવું, એ વખાણવા લાયક છે. પણ પોતાની સ્થિતીથી અકલાઇને, વગર પ્રયોજને

દેશે દેશ ભટકતા ફરવું, તથા જે ગુણ આપણામાં ન હોય, તેનું ખોટું ડોલ રાખવું, એ બંને નાશના કારણ થાયછે.

---

## વારતા ૧૯૮ મી.

# બગલું અને માછલાં.

એક બગલાની આંખો ઘડપણને લીધે એટલી મંદ થઇ, કે પાણીને તલીયે ગયેલાં માછલાં તેના જોવામાં આવતાં નહી. ત્યારે તેણે પોતાની ઉપજીવીકા ચાલુ રાખવા સારૂં એક યુકતી એવી રચી કે, પાણીના તલીયેથી એક માછલાંને; પાસે બોલાવીને તે તેને કહેછે, "યાર! મેં એક એવો મોટો સમાચાર સાંભળ્યો છે કે, આ તલાવનો ધણી પાંચ છ દહાડા પછી પાણી ઊલેચીને તલાવને કોરૂં કરવાનો વીચાર રાખેછે. માટે તારી જાતનું તથા તલાવનાં બધ માછલાંનું સંરક્ષણ થાય, તેવી તજવીજમાં રેહેવાનું તેમને કેહેજે." પછી તે માછલાએ બગલાનો સંદેસો બધાં માછલાંને કહ્યો. ત્યારે સર્વ ભયથી ગભરાયાં અને વીચારમાં પડયાં, કે હવે શું કરવું? પછી તેમણે એવો ઠરાવ કરયો કે, જેણે ભય પેહેલાં જણાવયું તેજ આપણા રક્ષણનો એકાદ ઊપાય બતલાવશે. એમ કહીને સંદેશો લાવનાર માછલાનેજ તેઓએ પાછો તે બગલા પાસે ઊપાય પુછવાને મોકલયું. બગલો તે માછલાને કહે છે, " બાપુ! જો વીશવાસ રાખશો, તો હું એક યુકતી બતાવીશ, તથા મારાથી બનશે તેટલી મદદ પણ તમને કરીશ. સાંભલ! તમે સરવ માછલાં પાણીની સપાટી ઊપર આવો, એટલે એક એકને હું મારી ચાંચમાં

આવીને, મારા ઘર પાસે એક ઊંડો કુવો છે, તેમાં લઇ જઇને મુકીશ. તેમાં તમને કોઇનો ઊપદ્રવ નડશે નહી." એ ઊપાય તે માછલાંએ સઘલાં માછલાંને કહયો. તે બીચારાં ભોલાં માછલાં, તે સાચું જાણીને તેઓ સઘલાં પાણી ઉપર આવયાં. પછી બગલાએ એકેકું માછલું ઊંચકીને છાછરા પાણીના ખબોચીયામા મેલયું. એ પ્રમાણે સરવ માછલાં તેણે લઇ જઇને ખબોચીયામાં મુકયાં, જેમાંથી જયારે જોઇયે તયારે તેને ભક્ષ સારૂં મલતાં ગયાં.

### સાર.

શતરૂ ઉપર વીશવાશ રાખવો, અથવા અણબોલ બીતા માણસનો વીશવાસ કરવો, એ મુરખાઇ છે. આપણી જાતીનો જે સવભાવીક વેરી છે, તે જો હીતનો ઊપદેશ કરે, તોપણ તેથી છેતરાવું નહો. કેમકે, સવાર્થ ઉપર તેનો નજર બધો વખત હોય છે.

---

### વારતા ૧૯૯ મી.

## ઘરમાંની માખી અને મધમાખી.

એક ઘરમાંની માખી મધમાખીના પુડા પાસે ઊડતી હતી. તેને એક મધમાખી રીશ ચડાવીને કહેછે, "તું કેમરે, અમારામાં સામેલ થાયછે? વેગલી રહે!" માખી કહેછે કેમ અલીબાઇ! રીશે ભરાયછે? મારે તારી સાથે બોલવુ નથી, તથા તારો સંગત પણ કરવી નથી. તમારા જેવા વઢવાડીયા લોક સાથે જે સોબત કરે તે ઘેલું." એ સાંભલીને મધમાખી વધારે કોપીને પુછે છે, "શું અલી ચંડાલણી! તું અમારૂં અપમાન કરેછે? અમારા જેવી રીત સંપ્રદાય કોઇ-

નામાં પણ નથી. અમારામાં કાયદા તથા બંદોબસ્ત સરવ કરતા ઊતમ છે. અમારો ખોરાક સુગંધી ફુલોનો ગર, તથા અમારૂં કામ અમરત જેવું મધ કરવાનું છે. તમે હલકાં લોક સડેલું ગંધાતું ખાઈ અમસ્થાં દુન્યામાં રખડોછો. માખી કહેછે, "અમારી જાત કંગાલ ખરી. જે અમને મલે તે અમે ખાઇયે છીયે. પણ કંગાલપણામાં કંઇ પાપ નથી. તમને જે ગુસ્સો ચડેછે, તે પાપજ છે. તમે મધ કરોછો તે ગળ્યું ખરૂં, પણ તમારા સઘલાનું મન કેવું કડવું છે! તમે પોતાના વેરીનું વેર લેવા સારૂં જીવ પણ ખુઓછો. પણ એમ કરતાં શત્રુને જે ઊપદ્રવ તમે કરોછો, તે કરતાં હજાર ગણો વધારે તમે જાતે વેઠોછો.. જો તમારો સ્વભાવ સારો હોત, અને તમારી ચતુરાઇ કંઈક કમી હોત, તોપણ ચીંતા ન હતી. તેથીજ તમારૂં ભલું થાત."

### સાર.

બુદ્ધી અને ચતુરાઇ ઘણી છતાં જો સ્વભાવ મીલનસાર, મીઠો નથી, તો તેવા માણસને આનંદ થવાનો નહી. આનંદ થવાને સ્વભાવ શાંત, મીલનસાર જોઈયે.

---

### વારતા ૨૦૦મી.

## મોતની દરબાર.

સરવ પ્રાણી માત્ર જેના કબજામાં છે, તેવા મોતને એક વખત પ્રધાનની ખપ પડી, અને તે માટે તેણે ઠામ ઠામ જાહેરનામાં ચોડયાં. તે ખબર પડતાં ઘણી જાતના મોટા મોટા રોગો પ્રધાનપદ મેલવવાને આવયા. સહુથી પેહેલાં તાવે આવી મોતને અરજ કરીકે " માહારાજ તમારે સારૂં

મેહનત કરીને કરોડો માણસોને હું મારૂંછું. માટે એ અધી કાર તો મને આપવો જોઇયે. પછી વાયુ કાંપતો કાંપતો આગલ જઇને કહેછે," "હું સવામીને સારૂં કેટલો શ્રમ કરૂં છું, તે સવામીના લક્ષમાં છેજ." દમ સ્વાસ મુકીને બોલે છે, "અરે! સ્વામીની કૃપા માટે તો મેં આજ સુધી પરીશ્રમ કરીને ઘણાં માણસો મારયાં છે, માટે તેનો બદલો સ્વામી મને પ્રધાન બનાવી આજ આપશે." ક્ષય રોગ કહે છે, "માહારાજ, હું ઘણાં માણસો આપને સવાધીન કરૂં છું, એ ઉપરથી મારૂં કામ કેવું છે, તે સવામી જાણોછોજ. મરકી જે ખુણામાં બેઠી હતી, તે હવે બોલી, "માહારાજ! એમનું શું સાંભલો છો? મારા જેવું ધણીનું કામ કરનારૂં બીજું કોણ છે? એવી રીતે મુત્ર રોગ, મુલવ્યાધ, શુળ, ઉાંસો, વીગેરે ઘણી જાતના નાના, મોટા રોગ પોત પોતાની વડાઇ કરવા લાગયા, અને પ્રધાનપદ તેમાંથી કોને આપવું, એવો મોત વીચાર કરે છે, તેવામાં આગલ વાજાં વાગે છે, તથા સાથે પાંચ દશ બાયડીઓના ટોલા સાથ, વ્યસન મોટી ધામ ધુમથી તે દરબારમાં આવયું. સઘલાંઓને તે ધમકાવીને કહે છે, "હુ,; એકોરે સરવ થાઓરે! તમારૂં અહીં કંઇ કામ નથી. પ્રધાનપદનો અધીકાર મનેજ લાયક છે. માહારાજ! મારા જેવી સરકારની ચાકરી, આ સરવ મલયા છે, તેઓમાંના કોઇથી થઇ નથી. તેમ થશે પણ નહી. મારા બલ ઉપર એ સઘલા કામદારો છે, અને હું એકલી એ સરવનું કામ કરૂં છું. મારા જેવો પરાક્રમો પ્રધાન સરકારને મલવો મુશકેલ છે માટે એ જગા મને આપવી." એવું વ્યસનનું બોલવું સાંભલીને મૃત્યું ડોકું હલાવી બોલ્યું, "વાત ખરી છે. તું છે પણ તેવુંજ. પ્રધાનપદને લાયક તુંજ છે." એમ કહીને તેનો હાથ પકડીને મોતે તેને પોતાની

જમણીકોરે બેસાડયું અને પ્રધાનપદના અધીકારનો સીરપાવ તેને આપયો.

સાર.

ઘણી જાતના રોગો ઊત્પન્ન કરનારૂં, તથા છેલ્લી વારે માણસનો જીવ લેનારૂં, વ્યસનના જેવું બીજું ભયંકર દર્દ બીજું નથી,

---

વારતા ૨૦૧ મી.

## પક્ષપાતી ન્યાયાધીશ.

એક ન્યાયાધીશની પાડોશમાં એક કણબી રહેતો હતો. એક દાહાડો તે કણબો નયાયાધીશ પાસે આવીને કહે છે, "માહારાજ! એક માહી વાતની ખબર આપને કેહેવા સારૂ આવ્યો છું. તે વાત એ કે, મારા મારકણા બલદે આપના ઢોરને શીંગડું ભોંકીને ઘણું વગાડયું છે. એ નુકશાન ભરી આપવા વીશે આપની શી આગ્ના છે?" કણબીનું બોલવું સાંભલીને ન્યાયાધીશ તેને કહે છે, "તું ઘણી સાચવટ વાલો માણસ છે; તારો અપરાધ કબુલ રાખી નુકશાન ભરી આપવાનું પુછે છે, તો હું નયાય પ્રમાણે કહું છું કે, મારૂં તે ઘાયલ ઢોર લઇને, તેને માટે તારૂં સાજું ઢોર મને આપી જા." ખેડુત કહે છે. "વાતતો વાજબી છે. આપ ન્યાયજ કહો છો. પણ હું બોલતાં ચુકયો છું. મારા બલદે આપના ઢોરને વગાડયું નથી, પણ આપના બલદે મારાં ઢોરને ઈજા કરી છે." ન્યાયાધીશ લગાર વીચાર કરી કહે છે, "એમ છે શું? ત્યારે એ વાત જુદી છે. હું તજવીજ કરીશ, અને જો કે, ખેડુત વચ્ચે બોલી ઊઠયો," "જો

કે શું ? મારા બલદે તમારા ઢોરને વગાડયું ત્યારે "જો કે" નીકલયું નહી હતું ! અને તમારા બલદે મારા ઢોરને વગાડયું ત્યારે જો કે કયાંથી આવ્યું એ બોલીથીજ મેં જાણી લીધું કે, આપની ન્યાય રીતી પક્ષપાતી છે."

### સાર.

આપણે બીજાના ઊપર જે અપકાર કરીએ, તે, અને આપણાં ઊપર જે બીજા કરે છે તે, એક માપે આપણે ભરી જોતા નથી. તેમાં ભેદ રાખીયે છીયે, તે ખરો ન્યાય નથી. બીજાને જે ભરી આપવું અને બીજા પાસેથી જે ભરી લેવું, તે બંને એકજ માથે ભરવાં જોઇયે, અને તેજ ન્યાય છે.

---

### વારતા ૨૦૨ મી.

## ગરૂડ પક્ષી અને ઘુવડ.

એક ગરૂડ પક્ષીની અને એક ઘુવડની મીત્રાચારી થઇ, દોસ્તી બાંધતાં તેમની વચ્ચે એક એવી સરત હતી કે, ગરૂડ પક્ષી ઘુવડનાં બચ્ચાં મારે નહી. તે કરાર થયા પછી ઘુવડે ગરૂડને પુછયું, "અમારાં બચ્ચાં આપની નજરે પડે, તો આપ ઓલખશો ?" ગરૂડ પક્ષી જવાબ દે છે, "ના. તેમને મેં જોયાં નથી, કે ઓલખી શકું. જો તમે તેઓની કંઇ એંધાણી કહેશો, તો તે ઊપરથી હું તેમને ઓલખીશ. એ સાંભલીને ઘુવડ કહેછે, અમારાં બચ્ચાં મજબુત બાંધાના, અને તેમનો ચેહેરો ઘણો સુંદર છે. તેમની આંખો તેજદાર, તથા સુરતો કોયલને ટપી જાય." તે સાંભલીને ગરૂડ

પક્ષી બોલ્યો, "થયું થયું! એટલી બધી નીશાનીઓ ઉપરથી હું તમારાં બચ્ચાંને ખચીત ઓળખીશ; તમે નિશ્ચિંત રહો." કેટલાક દહાડા વીત્યા પછી તેજ ગરૂડ પક્ષી ભક્ષની શોધમાં ફરતો ફરતો જુના પડી ગયેલા એક ઘેરના ખંડેરમા ગયો. ત્યાં એક ખુણામાં કઠોર સુરવાલાં, મીચાયલી આંખોના, કદરૂપાં ચેહેરાનાં, બેડોલ. એવાં ચાર પાચ બચ્ચાં તેણે જોયાં. તેમને જોઇને ગરૂડ પક્ષી પોતાનાં મન સાથે કહેછે, "આ મારા દોસ્તનાં બચ્ચાં તો ન હોય, કેમકે તેણે જે લક્ષણ બતાવ્યાં છે, તેઓમાંનું એકે લક્ષણ અહીંયાં જોવામાં આવતું નથી. માટે તેમનો ભક્ષ કર્યાનો કંઈ ચીંતા નથી." એમ કહીને તે બચ્ચાં મારી ખાવા લાગયો. એટલામાં તેનો મીત્ર તે ઘુવડ તયાં આવ્યો. અને ગરૂડે જે કર્મ કરયું હતું, તે જોઇને કલ્પાંત કરવા લાગ્યો. દુખના આવેશમાં કપાલ ઠોકીને તે ગરૂડને કહેછે, "અરે કુરકર્મી,! ચંડાલ, કપટી, આ તે શું કરયું ? મારાં બચ્ચાં શા માટે માર્યાં ?" ગરૂડ તેને ધીરેથી કહેછે, "યાર! તારા ઉપર જે આ ગજબ ગુજરયો, તેનો દોષ તનેજ ઘટેછે. તેં પોતાનાં બચ્ચાંની એંધાણીઓ જે કહી, તેઓમાંની એકે તેમનામાં નથી. તારા કહ્યા પ્રમાણે જો મેં તારાં બચ્ચાં ઓળખ્યા હોત, તો ખાત નહી."

### સાર.

ઘણું કરીને મા બાપ પોતાના છોકરાંને અંગે જે દુર્ગુણ, અથવા ખોડ, કે કુરૂપતા હોયછે, તે મોહને લીધે દેખતાં નથી. માટે સમજુ માબાપે એ વાત ઉપર લક્ષ રાખવો; નહી તો તેમના મોહથી છોકરાંનુ વખતે માઠું થાયછે



વારતા ૨૦૩ મી.

## ખેડુત અને તેનો કુતરો.

એક ખેડુત પોતાના બાળકને ઘોડીયામાં સુવાડીને, તેની પાસે કુતરાને બેસાડીને, થોડીવાર માટે ખેતરે ગયો. કામ પુરૂં થયા પછી તે પાછો ઘેર આવીને જુએ છે, તો બાળકની ઝોળી લોહીએ ખરડાયલી જોઇ. કુતરાએ તેના બાળકને મારી નાખ્યું એવી શંકા તેના મનમાં આવતાંજ તે એટલો ગુસ્સાને આધીન થઇ ગયો કે, હાથમાની કુવાડી લાગલીજ કુતરાના માથામાં જોરથી મારી. તેથી એક ઘડીમાં કુતરો ત્યાંજ મરી ગયો. તે ખેડુત પછી ઝોળીનો અંદર જુએ, તો છોકરો સાજો સમો અંદર રમે છે અને તેની પાસે એક સાપના કડકા પડેલા છે! પછી તે લગાર વીચાર કરતાં સમજયો કે, છોકરાનો જીવ કુતરે બચાવી સાપનો જીવ લીધો હતો. પછી તેને ઘણો પશ્ચાતાપ થયો ને છાતી કુટી બોલ્યો, "હાય ! હાય ! મેં ચંડાલે આ કેવૂં અઘોર કરમ કરયું ! જેણે છોકરાનો જીવ બચાવ્યો તેનો જીવ વીચાર કરયા વીના મેં વ્યર્થ લીધો."

સાર.

ક્રોધનો આવેશ આવે છે તયારે તેની અસરમાં માણસે કાંઇ પણ કામ ઉપર લાગવું નહી. તેની શાંતી થયા પછી જે કરવું હોય, તે વીચારીને કરવું. નહી તો નીરપરાધીને અપરાધી સમજી કીંવા અપરાધીને નીરદોષ ધારો એવું કંઇ પણ થઈ જશે, કે જેથી પાછલથી પસ્તાવું પડશે."

વારતા ૨૦૪ મી.

## માંદો સિંહ, શીયાળ અને વરૂં.

એક સીંહ રાની કુકરનું માસ પુષકલ ખાધાથી માંદો પડ યો. તે વનરાજની ખબર પુછવાને જંગલનાં સઘલાં પશુ આવયાં, પણ ફકત શીયાલ આવયું નહી. તે જોઈ શીયાલના શત્રુ વરૂએ, કપટથી વેર લેવાને આ તક સારી છે, એમ ધારી બુઠ્ઠો ઉઠાવયો. વરૂં સિંહને કેહવા લાગયું, "માહરા જી! આપને જોવાને સરવ સેવક મંડલ આવયું છે, પણ એક શીયાલ માત્ર આવયું નથી. મને લાગે છે, તે માહા અભીમાની, રાજદ્રોહી, અને ગુણચોર છે. શીયાલની ચુગલી કરે છે, એટલામાં શીયાલે ગુફામાં આવતાં તે સાંભલી લીધી, અને સીંહના ગુસ્સામાંથી બચી વરૂને સજા થાય. એવી કાંઈ યુકતી તે મનમાં તરતજ ગોઠવવા લાગયું. સીંહની નજીદીક અદબથી જઇ તે બોલયું, "માહારાજ! આપના ચરણ પાસે આવીને સ્વામી ભકતીનો ભાવ દેખાડનારા સેવક બહુ આવયા છે, પણ હું તો સવામીની તબીયત બગડયાની માઠી ખબર સાંભલતાંજ ઊપાયના શોધમાં છું. મોટા પ્રવીન વૈદો પાસેથી સરવ કરતાં સારો ઉપાવ હું એ લાવયો છું, કે વરૂના ઉનહા ઊનહા લોહીની ખડ સવામીના પેટ ઊપર કરવી, કે જેથી બધી બીમારી તરત દુર થશે. શીયાલનું ભાષણ સાંભલીને સીંહ બોલયો, "ઊપાય તો સારો દેખાય છે. કરી જોઇયે વારૂ" વરૂ તો પાસે હતું, તેને ઝટ લઇને પકડીને સીંહ તેનું લોહી કાઢવા લાગયો, તયારે શીયાલ વરૂના કાનમાં કહે છે, "યાર! પોતાને ઊપદ્રવ ન થાય એવું જેના મનમાં હોય, તેણે બીજાનું માઠું ચીંતવવુંજ નહી.

### સાર.

જેઓ દુષ્ટછે, તેઓ બીજાના માટે ફાંદા રચે છે; પણ તેઓ પોતેજ ઘણું કરીને તેમાં પરીણામે ફસાય છે; અને બીજા ઉપર જે અનર્થ લાવવા તેઓ ઇચ્છે છે, તે જ ઉલટીને તેમના ઉપર પડે છે.

---

### વારતા ૨૦૫ મી.

## આંધલો માણસ અને પાંગલો માણસ.

એક આંધલો માણસ રસ્તે ચાલતાં એક ઝાડીમાં આવી ચડયો અને મારગ માટે ફાંફાં મારવા લાગયો. તેવામાં ત્યાં એક પાંગલા માણસનો તેને મેલાપ થયો. પાગલાને કહેછે, "ભાઇરે ! મને આ ઝાડીમાંથી બાહાર કાઢ." પાંગલો તેને ઉતર દેછે; "યાર ! તે મારાથી કેમ બને ? હુંજ કષ્ટથી પેટ ઘસડી ચાલું છું; તો પછી બીજાને શી રીતે પાર કરી શકું ? તેમ છતાં આ ઝાડીમાંથી બાહાર જવાનો તારા, મારા માટે એક ઉપાય છે, અને તે એ કે, તારા હાથ પગ મજબુત છે, માટે તું મને ખભા ઉપર ઊંચકી લે, એટલે હું તને રસ્તો બતાવીશ. એ પ્રમાણે કરવાથી મારી આંખો તારે કામ આવશે, અને તારા પગ મારા કામમાં આવશે. એવી યુકતીથી આપણે બંને વગર અડચણે રસ્તો લેહશું." આંધલો જવાબ દે છે, "યાર ! ઘણી સારી વાત કહી. આપણે એક એકને કામ લાગીયે તોજ આજ ઝાડ, ઝાંખરાંમાંથી છુટાય." એમ કહીને આંધલો પાગલાને ખાંધે ચઢાવી ચાલ્યો, અને એવી રીતે તે બંને જણાએ વગર અડચણે ઝાડી પસાર કીધી.

**સાર.**

એકલા માણસથી બધાં કામ થતાં નથી. દરેક માણસને એક બીજાની ગરજ પડે છે. એટલે સમજુ માણસો અન્યો અન્યની ગરજ વખતે એક બીજાને પોતાની મદદ આપી તથા તેમની લેઇ સંસારમાં ઉપયોગી થવું.

---

**વારતા ૨૦૬ મી.**

## સિંહ, રીછ, વાંદર, અને શિયાળ.

એક વનના રાજા સીંહે જાહેરનામાં ચોંટાડી તે વનમાં સઘલાં પશુને હજુરમાં બોલાવ્યાં. પશુઓ વનરાજની સેવામાં હાજર થવા પછી એક રીંછે ઉધ્ધતાઈથી લગાર આગલ આવી સિંહ રાજાની ગુફામાંથી દુરગંધ આવેછે, એમ દેખાડવા પોતાનું નાક દાબી રાખ્યું. રીંછની અમરયાદા સિંહને ગમી નહી, તેથી તેણે તેનો જીવ લીધો. પછી વાદરે, રીછની તે દશા જોઇને, રાજાની ગુફાની તારીફ કરી. તે બોલ્યો "માહારાજ! આહાહા! આપની ગુફાનો સુવાસ કેટલો વખાણું? ગુલાબ, અતર, અરગજા, કસ્તુરીની પરીમલ તો આ ગુફામાંથી જે સુગંધ ફેલાય છે, તેની આગલ કંઇજ નથી! અને માહારાજના પંજા તો જાણે રીંછને મારવા સારૂંજ સરજેલા છે." વનરાજને જેવી રીંછની અમર્યાદા માઠી લાગી તેવી વાંદરાની ખુશામદ પણ માઠી લાગી, અને તેથી વાંદરાની સ્થીતી પણ રીછના જેવી જ કરી. પછી સીંહ શીયાલને પુછે છે, "કેમ શીયાલજી! મારી ગુફાનો તને કેવો વાસ આવે છે? શીયાલ જવાબ દે છે, "માહારાજ, મને હમણા સલેખમ થયું છે, તેથી વાસ લેતાં સુગંધ કે દુરગંધ કંઈ સમજાતી નથી."

**સાર.**

મોટાં માણસોની નિંદા કરવાથી જેમ રંકોનો નાશ થાય છે, તેમ તેમની ખોટી ખુશામત કરવાથી પણ ગરીબોને વખતે હેરાન થવું પડે છે. માટે ખરો ભાવ ન કેહવાય એવો પ્રસંગ આવી પડે તયારે મૌન પકડવું એ ઊપલા બંનેથી વધારે સલામતી ભરેલો મારગ છે.

---

વારતા ૨૦૭મી.

## કીડી અને કીડો.

એક કીડો એક સુંદર બાગને રસતેથી હલવે હલવે ચાલ્યો જતો હતો, તેવામાં તેને એક ચંચલ અને ગર્વિષ્ટ કીડી મલી. તેને ધીમે ચાલતો જોઇ કીડી નાક ચઢાવીને કહે છે, "અરે પગ ઘસડીને ચાલનારા નીચ પ્રાણી! તું અહીં કેમ આવ્યો છે? તારા માટે આ રસ્તો નથી, પણ મોટાઓને સારૂં છે. તેમ છતાં તેમાં વાંકા ચુંકા લીસોટા પાડીને ચાલવાનો, તથા તારા અંગના મેલથી રસ્તાને ખરાબ કરવાનો તને અધીકાર નથી. ચાલ બાજુ થા! અરે! તને અદઘડયો જોઇને, તારી દયા તો મને આવે છે, તોપણ તારા જેવા હલકા જીવ સાથે ભાષણ કરવું, મારી શોભાને લાયક નથી." કીડીનો તીરસકાર તે બીચારા કીડાએ મુંગે મોહડે સાંખી લીધો, અને એક બાજુએ ચાલી પોતાના દરમાં ગયો. પછી વખત થતાં તેજ કીડાને પાંખ ફુટી, તયારે તે ઉડવા લાગયો. એવામાં પેલી ધીક્કાર કરનારી કીડી તે રસતેથી જતાં જોઇ કીડો તેને કહે છે, "અલી

ગર્વ ભરેલી કીડી! જરાવાર થોભીને મારી હાલની દશા તો જો, અને આજથી ઇશ્વરે કોઈ પ્રાણીને જે સ્થિતિમાં રાખયો હોય, તેની તે સ્થિતી ઉપર ધિક્કાર કરવાનું છોડી દે. કોઇ એવું હલકું પ્રાણી નથી, કે તેની સ્થીતી બધો વખત એક સરખી રહે છે."

### સાર.

જે છોકરાં નહાનપણમાં ચંચલ દેખાતા નથી, તે મોટાં થતાં કોઇ કોઇ વાર ગુણી નીપજે છે. માટે એવું ને એવુંજ રહેશે, તથા છે તે કરતાં સારૂં થશેજ નહી, એવી નીરાશા કોઇ સમજુ માણસે પોતાના મનમા રાખવી નહી.

---

## વારતા ૨૦૮ મી.

## બે લોંકડીઓ.

બે લોંકડીઓએ યુકતીથી કુકડાંના એક ખડામાં પેસીને તેમાંથી કુકડા કુકડીઓને તથા તેમનાં બચ્ચાંને મારી નાખયાં. પછી તે લોંકડીઓ ઘણા આનંદથી તેમને ખાવા લાગયાં, તે વખત તેમાંની એક જુવાન અને અવીચારી લોંકડી બીજીને કહેછે, "આપણે આ ભક્ષ એકીવારે બધું ખાઇ જવું." બીજી લોંકડી ઘરડી અને લોભી હતી, તે કહેછે, "અરે બાપુ! એકદમ બધું ભક્ષ ખાઇ જવું તે ઠીક નહીં. કાલને સારૂં થોડું સંઘરી રાખવું જોઇયે." જુવાન લોંકડી કહેછે, "તમે કહોછો તે ખરૂં છે, મારો તો એજ નીશ્ચય છે, કે આઠ દાહાડાની નીરાંત થાય, એટલું ખાધા સીવાય હું અહીંયાંથી ખસનાર નથી. કેટલાંક મુ

યેલા કુકડાં પડતાં મુકીને આપણ જઇશું, અને કદી કુકડાનો ધણી તકાવીને બેઠા હશે, તેના હાથમાં સપડાઇશું તો પછી નાશ પામીશું." તે બંને લોંકડીઓએ પછી જે સુઝયું, તે પ્રમાણે કરયું. જુવાન લોંકડીએ ઠાંસી ઠાંસીને ગલા સુધી એટલું ખાધું કે, તયાંથી બખોલમાં આવતાંજ પેટ ફાટીને મરણ પામી; અને ઘરડી લોંકડીએ થોડું ખાધું અને થોડું બીજા દીવસને સારૂં રાખી મુકયું. પછી બાજે દહાડે તે પાછી ખાવા ગઇ, પણ કુકડાના ધણીએ લાગ સાધીને તેનો જીવ લીધો.

### સાર.

જુદી જુદી અવસ્થાના અંગે રહેલા ચોકસ દુરગુણો માણસને વળગેલા છે. જેઓ જુવાનીયા છે, તેઓ વ્યસની તથા શોકીલા હોય છે; અને જેઓ વરૂધછે, તેઓ લોભીઆ તથા કંજુસ હોય છે. માટે દરેક સમજુ માણસે પોત પોતાની વયોના દુરગુણોને વશ ન થવાય, એવી સાવચેતી તથા અકલ રાખવી.

---

### વારતા ૨૦૯મી.

## શીયાળ અને બીલાડી.

એક શીયાલ અને બીલાડી, બંને સંગાથે દેશાવર જવા નીકલી. રસતામાં ગમત મલવા સારૂ શાસ્ત્રની વાતો કરતાં ચાલ્યાં. શીયાળ કહે છે, "બેહન! તને કેમ લાગે છે? મારા વીચારમાં એવું આવે છે, કે દયા સમાન બીજો સદગુણ નથી." બીલાડી જવાબ દેછે, "અલી બેહન! મારી સમજ પ

ણ એવીજ છે. દયાની શોભા બીજા એકે સદગુણમાં આવનાર નથી." એવી રીતે અન્યોઅન્ય વાતો કરતાં, તથા એકએકના વીચારને વખાણતાં ચાલ્યાં જાય છે, તેવામાં પાસેના જંગલમાંથી એક વરૂ નીકલ્યું. તે વરૂએ, સામું એક ઘેટાંનું ટોલું ચરતું હતું, તેમાંથી એક ઘેટું ઊંચકી લીધું. તે ઘેટાંએ ચીસ પાડી, પણ વરૂને તેથી કંઈ દયા ન આવતાં તત્કાલ તેણે તેને ખાઇ નાંખયું. તે જોઇને ભારે જોશથી બીલાડી કહે છે, "તે દુષ્ટે અરેરે! કેવું ઘોર કર્મ કયું! ખોરાકને માટે જો તેને માંસાહાર કરવો હતો, તો નાના નાના જીવજંત ખાવાં હતાં, પણ તે બાપડા નિરપરાધી ઘેટાનેજ મારીને ખાધું, એ કેવી નીરદયતા?" શીયાલ કહે છે, "ખરી વાત બેહન! એવું નિરદયપણું ઘણું ખોટું! એવો જેનો ક્રૂર સ્વભાવ છે, તેને સુખનો અનુભવ કેમ થશે વારૂ?" એ પ્રમાણે તેઓ વાતો કરતાં કરતાં એક ઘર પાસે આવી પોંહચ્યા. તે ઘરનાં આંગણાંમા એક મોટો કુકડો ભારે ડોલથી છાતી કહાડીને ચાલતો શીયાલે દીઠો. તે જેવો તેની નજરે પડયો, કે, લાગલી દયાની વૃતી અસ્ત પામી, અને શીયાલે કુકડા ઊપર ઝડપ મારી એક ક્ષણમાં નિસ્ચિંતપણે તેને મારી ખાધો. શીયાળ એક બાજુ તે કર્મ કરે છે, એટલામાં એક માતેલો ઊંદર તે ઘરમાંથી નિકલ્યો, જે જોતાંજ બીલાડીના અંત:કરણમાંની પણ દયા ઊઠી ગઇ, અને વીલંબ ન કરતાં તેણે બીજી બાજુએ ઊંદરને મારી ખાધો.

## સાર.

જે કામો વખત આવે એક માણસ જાતેજ નિશંક થઇને કરે છે, તે કામો બીજાને કરતાં જોઇને પોતે તેનો દોષ કહાડે છે. સદાચરણની વાતો કરવી, અને સદાચરણો

ને અનુસરીને ચાલવું, એ બંને જુદી વાતો છે. બોલવું સેહલું પણ કરવું અઘરૂં છે. જે માણસ એક પણ દીવસ સદાચરણે વરતતો નથી, તે પણ પ્રસંગ નીકલે તયારે સદાચરણની વાતો સારી રીતે કરી શકે છે.

---

વારતા ૨૧૦ મી.

## બીલાડો અને વાગોલ.

એક ગ્રહસ્થ પાસે પાલેલી એક મેના હતી, તેને એક બીલાડાએ મારી ખાધી. મેનાના ધણીએ તે જાણતાં એવી પ્રતીગ્ના કરી, કે જેણે મેના મારી, તે બીલાડો મારી નજરે પડતાંવાત હું તેને જીવથી મારીશ. બીલાડાયે તે સાંભલયું, તયારે તેને ઘણી બીક લાગી, અને જીવ બચાવવાની ફીકરમાં પડયો. તેણે જુપીટરની પ્રારથના કરી અને માનતા માની કે, “આ સંકટમાંથી તું મને તારીશ, તો આજથી હવે હું પંખી મારીને ખાઇશ નહી.” કેટલાક દીવસ તે વાતને વીતયા પછી એક દહાડે તે બલાડો બેઠો હતો, તે ઠેકાણે એક વાગોલ આવી. તેને જોઇને બીલાડાને મોટી પંચાત પડી. એક વીચારે વાગોલને મારીને ખાવાની પ્રેરણા કરી, અને બીજે બાધા સાંભરી તે આડી આવી. છેલે તેણે એવો તોડ કાઢયો કે, “આ પ્રાણીને પંખી કરીને માનીયે, તો અગ્રાહય, અને તેને અડકાય પણ નહી પશુ કરીને માનીયે, તો તેને ખાવાની કંઈ ચીંતા નથી. કેમકે પશુની મેં કંઈ બાધા લીધી ન હતી.” એવો નિશ્ચય ઠરાવીને તેણે વાગોલને તતકાલ મારી ખાધી.

સાર.

કોઇ કામની તરફ મનનું વલણ વલયું, અને તેમાં સવારથ દીઠો, તો તેની આગલ સદાચરણ અને નીઉનું કંઇ ચાલતું નથી. જે કામ કરવાની ઇચ્છા મનને થઇ, તે કામ ઠીક કરી દેખાડવાને કંઇ પણ મનજ શોધી કહાડે છે.

---

### વારતા ૨૧૧માં.

## બે ગરોલીઓ.

બે ગરોલીઓ એક ભીંત સાથે વલગીને તડકો ખાતી હતી. તેમાંથી એક બોલવા લાગી, "શું આપણું તે જીવતર છે? આપણે પ્રાણી છતાં, અરે! આપણો કંઇજ યોગયતા નથી. આપણી ભણી કોઇ જોતું નથી, તથા આપણે કોઇના લક્ષમાં આવતાં પણ નથી. ધિક્ક છે ગરોલીના જન્મને! આ કરતાં સાબરનો અવતાર મને મલ્યો હોત તો ઠીક, કે જંગલમાં ફરીને સરવ પશુઓમાં હું શોભી દેખાડત, અને સરવ મારા પગે પડત." એવી રીતે ગરોલી બડબડ કરેછે, એવામાં એક સાબર આગલ દોડેછે, અને તેની પાછલ પારધીના કુતરા લાગયા છે, એવું બંને ગરોલીએ દીઠું. તે સાબર દોડતું દોડતું થાકીને, તેમની આગલ આવ્યું અને નીચે પડતાંજ કુતરાઓએ તેને પકડીને ચીરી નાખ્યું. તે જોઇને બીજી ગરોલી પેહેલીને પુછે છે "અલી! જેના જન્મની તું ઇચ્છા કરતી હતી, તે આજ કે? એના જન્મનો શો પરીણામ થયો, તે તેં દીઠો કે નહી? માટે આ ઉપરથી તું સૃષટી

કરતાનો ઉપકાર માન. કે જે સ્થીતીમાં ઊપદ્રવ નથી, તે સ્થિતીમાં તેણે તને જનમ આપયો છે."

**સાર.**

ઊચી સ્થિતીમાં જેટલાં ભય હોય છે, તેટલાં હલકી કે નીચી સ્થિતીમાં હોતાં નથી. જેમ ઊચી સ્થીતીમાં સનમાન અધીક, તેમ હલકી સ્થીતીમાં નિરભયપણુ અધિક. એ ઉપરથી વીચાર કરતાં બંને સ્થીતી બરાબર લાગે છે, માટે હલકી સ્થિતીનો કંટાલો કોઇએ આણવો નહી.

---

## વારતા ૨૧૨ મી.

## ગામડીયો કુતરો અને શિકારી કુતરો.

એક સાલસ ગામડયો કુતરો રસ્તે જતાં એક દુષ્ટ તોફાની શીકારી કુતરાને મલયો. તે બંનેની વચ્ચે અગાઉની કંઈ ઓલખાણ ન છતાં પણ એક રસ્તે તેઓ જતા હોવાથી બંને સાથ કરી વાતો કરતા સંગાથે ચાલવા માંડયું. આગલ ચાલતાં ચાલતાં તેઓ એક ગામમાં પેઠા. તે ગામમાં પુષ્કલ કુતરાં હતાં, તેમને જોઇને શિકારી કુતરો તપી ઉઠયો અને ઉછલી ઊછલીને દરેકને બચકાં ભરવા લાગ્યો. ગામડીઓ કુતરો તો બીચારો એક બાજુએ તે લડાઇ જોતો ઊભો. એવામાં પોતાના કુતરાનું સરંક્ષણ કરવા સારૂ તે ગામવાલાઓ હાથમાં લાકડીઓ લઇને નીકલયા, અને પોતાના કુતરાં સાથે કીઓ કુતરો વઢે છે, તે ન વીચારતાં, તેમણે બહાર ગામના તે બંને કુતરાઓને લાકડીઓથી ખુબ મારયા.

સાર.

સંગત કરવી તે વીચારીને કરવી. કેમકે, ભલા માણસે જો ભુંડાની સંગત પકડી, તો ભુંડા સાથે તેને પણ દુઃખ ભોગવવું પડે છે.

---

વારતા ૨૧૩ મી.

## કજીઓ કરનારી બે બીલાડીઓ અને વાંદરો.

બે બીલાડીઓએ પનીર ચોરયું, અને તે વેહેંચી લેતાં બંનેમાં વઢવાઢ ઉભી થઇ. એ વાતનો નીવેડો કરવા સારૂં એક વાંદરાને પંચ ઠરાવી તેણીઓએ પોતાનો કજીઓ તેને કહી સંભળાવ્યો. એ વાંદરાએ મોટી હરખથી પંચાત કબુલ કરી. હાથમાં ત્રાજવાં લઇને તે કહેછે, "લાવો તમારૂં વાધાનું પનીર અહીંયાં. હું બરાબર વેંહેંચી આપીશ. પછી તેણે થોડું પનીર એક ત્રાજવામાં મુકીને થોડું બીજા ત્રાજવામાં મુકયું ડાંડી ઉચકીને જુએછે તો એક ત્રાજવું નીચું ગયું. પછી તેણે નીચે ગયેલા ત્રાજવામાંથી પનીરનો નહાનો સરખો કડકો ભાગીને, મોહોમા મુકયો, અને પાછું ત્રાજવું ઉચકયું. આ વખત બીજું ત્રાજવું ભારે થયું. તયારે તેણે ફરીને તેમાથી નાનો સરખો કડકો ભાગીને ખાધો. તયારે તે ત્રાજવું ફરીને હલકું થયું. એમ તે બંને ત્રાજવાં વજનમાં સરખાં કરવા લાગ્યો. પણ આવા તેના ઇનસાફની મતલબ તે બીલાડીઓ સમજી ગઈ, અને બંને સંગાથે બોલી, "બાપા! બસ, હવે તમારો નયાય અમે સમજયાં." વાંદરો બોલયો, "તમે સમજયાં, પણ ન્યાય કયાં સમજયો છે? ઇનસાફનું કામ તો મન લગાડીને ઘણી બા

રીકીથી કરવું જોઇયે." એમ કહીને આ તરાજવામાંથી થોડું પનીર અને પછી પેલાં તરાજવામાંથી થોડું પનીર ખાવાનો ઇનસાફ તેણે ચાલુ રાખયો. તયારે તે બીલાડીઓ તેના પગે લાગીને બોલી, "પંચ બાપા! બસ કરો હવે. બાકી રહેલું તેટલું પનીર અમારે સારૂં રહેવા દો." વાંદરે તેમને જવાબ દીધો, "બાઇયો! ઉતાવલ કરશો નહી તમારો ઇનસાફ કરયો. હવે મારો પોતાનો ઇનસાફ પણ મારે કરવો જોઇયે. જે પનીર ઇનસાફ કરતા બચયું છે, તે તો અમારી દસતુરી." એમ કહીને તેણે તે રહેલા બધા પનીરનો એક કોલીયો કરયો. પછી તે તેમને ગંભીરતાથી કહે છે, "હવે પંચાત પતી રહી. જાઓ બાઇયો! તમે તમારે ઘેર."

## સાર.

કોઇ એક પદારથ માટે વઢીને લોક નયાયધીશ પાસે નીવેડો કરાવવા જાય છે. તયાં વકીલો હોય છે તેમને તેથી પોતાનાં ગજવાં ભરવાનો સારો દાવ ફાવે છે. અસીલો વઢો વઢીને થાકે છે, અને વકીલો તેમ મજબુત થાય છે. નયાય શબદનો અરથ વીચાર કરીને જોઇયે, તો કેવલ નીતી છે. નયાયને ભરોસે બેંચાયલા કેટલાક ભીખ માગતા થઇ ગયા, તથા કેટલાક થતા જાય છે. કહે છે કે, જે માણસો પોતાની મેલે નીતીમાન તથા ભકતીમાન થશે, તો તેમને પરમારથની વાટ દેખાડનારા બીજા નહી જોઇયે. મીતાહારીને વઇધનું કામ પડતું નથી, તેમ જેઓ નયાય મારગે ચાલનારા છે, તેઓ કંઇ પણ કજીયો ઊઠતાં ચાર પ્રમાણીક, નીતીમાન માણસો બોલાવી ઘર મેલે તે પતાવી દેછે. પણ સરકાર દરબારમાં ચઢો, તેવા સમજુ માણસો પોતાની જાતે ખરાબ થતા નથી, કે બીજાને બનતાં સુધી ખરાબ થવા દેતા નથી.

---

સમાપ્ત.

---